# શહીદનો સંદેશ



અનુવાદક
લાલ યાજ્ઞિક

પેટ્રિક પિયર્સ

પ્રકાશક [illegible] કાર્યાલય
અમદાવાદ

સ્વ૦ શાન્તિલાલ ઍંકર સ્મારકમાળા—પુ૦ ૩

# શહીદનો સંદેશ

આયર્લૅન્ડના શહીદ

પૅટ્રિક પિયર્સ

અનુવાદક અને પ્રસ્તાવનાલેખક

ઇન્દુલાલ યાજ્ઞિક




પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

સં. ૧૯૯૭ | બાર આના

સ્વ૦ શાન્તિલાલ બેંકર સ્મારકમાળા—પુ૦ ૩

# શહીદનો સંદેશ

આયર્લેન્ડના શહીદ

પેટ્રિક પિયર્સ

અનુવાદક અને પ્રસ્તાવનાલેખક

ઇન્દુલાલ યાજ્ઞિક





પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

સં. ૧૯૯૨ 1935

બાર આના

સંચાલક અને પ્રકાશક

રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી • પ્રસ્થાન કાર્યાલય    અમદાવાદ

શાખાઓ

પ્રિન્સેસ સ્ટ્રીટ — મુંબઈ

કેળાપીઠ — સુરત

પહેલી આવૃત્તિ

ફાગણ • ૧’ ૨

*




કિંમત

| વાર્ષિક ફાળો | છૂટક |
| --- | --- |
| ૦—૮—૦ | ૦—૧૨—૦ |
| ટપાલખર્ચ સાથે | ટપાલખર્ચ જુદું |

પાકું પૂઠું ૧—૦—૦

અર્પણ

હિંદુસ્તાનના જે નરકેસરીઓએ

રાષ્ટ્રીય સંસ્કૃતિ ને શિક્ષણની ઝળહળતી જ્યોત

સદીઓના ઝંઝાવાત દરમ્યાન

સતત જાળવી રાખી છે

તેમના ચરણકમળમાં

આ લઘુ પુસ્તક

પ્રેમભક્તિપૂર્વક

અર્પણ કરું છું.

ઇંન્દુલાલ

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

રાષ્ટ્રીય ભાષા, રાષ્ટ્રીય સાહિત્ય, રાષ્ટ્રીય કલા, રાષ્ટ્રીય સગીત અને લોકકથા—દરેક પ્રજાના પ્રાણરૂપ ગણાય છે જ્યારે રાષ્ટ્રીય તત્ત્વોનો લોપ થાય છે ત્યારે તે પ્રજાની પણ પડતી થાય છે મિસર અને પૅલેસ્ટાઈન એસીરિયા અને બેબીલોનમા હજીયે માણસો તો વસે છે છતા જૂની ભાષાસસ્કૃતિની પ્રણાલિકાનો અસ્ત થવાથી તેમના સવજીવનનુ વ્યક્તિત્વ ભુસાઈ ગયુ છે

વળી, જગતનો ઇતિહાસ વાચતા એ પણ ચોખ્ખુ દેખાય છે કે એક બળવાન પ્રજા બીજી પ્રજા પર હુમલો કરીને તેના પર રણસગ્રામમા જીત મેળવે છે ત્યારપછી તેના પર પોતાનુ કાયમનુ આધિપત્ય જમાવવાને માટે જિતાયેલી પ્રજાની ભાષા, સાહિત્ય અને સંસ્કૃતિ સત્તાબળથી નાબૂદ કરવાને કારમા પ્રયાસો કરે છે ઘણુખરુ આ પ્રયાસો અમુક દાયકા—સદીઓ સુધી સફળ પણ થાય છે છતા જો પ્રાચીન વીર કથાઓ અને રણસગીત પ્રજાના કંઠમા પણ સચવાય છે અને તેમાથી રાષ્ટ્રપ્રેમના તાર ફરીવાર ઝણઝણી ઊઠે છે તો પ્રચડ રાષ્ટ્રીય જાગૃતિના પૂર આવે છે અને કાળક્રમે પ્રજા ગુલામીની બેડીઓ તોડીને રાષ્ટ્રીય સ્વતત્રતા પણ મેળવે છે

પોલૅન્ડ અને ઝેકોસ્લોવાકિયા, હગરી અને આયર્લૅન્ડના તાજા ઇતિહાસમાથી આ સનાતન સત્ય સહેજે તરી આવે છે ખૂબી તો એ છે કે હગરીનો નવજાગૃતિનો ઇતિહાસ હાથે ધરીને આયર્લૅન્ડના વીરોએ ગઈ સદીની આખરે પોતાની રાષ્ટ્રીય જાગૃતિના બીજ નવેસર રોપ્યા અને આપણો દેશ આયર્લૅન્ડની માફક બ્રિટિશ સલ્તનતને તાબે થયેલો હોવાથી એ દુર્ભાગી છતા બહાદુર પ્રજાના નાની પરાક્રમોમાથી પણ આપણે થોડુઘણુ શીખી શકીએ

આ બાબતમા એક ભેદ ખાસ ધ્યાનમાં રાખવો ઘટે કે કેટલાક દેશમા વિશુદ્ધ સ્વદેશપ્રેમમાંથી જ રાષ્ટ્રીય ભાષાસાહિત્યના

પ્રચાર અને શિક્ષણની અનેકવિધ પ્રવૃત્તિઓ ખીલી ઊઠે છે અને તેમાંથી વળી કુદરતી રીતે જ રાષ્ટ્રીય ને રાજકીય સગ્રામના સૂર ગાજે છે હગરી તેમજ આયર્લૅન્ડમા મોટે ભાગે આમ જ થયેલુ ત્યારે બીજે કેટલેક ઠેકાણે સ્વરાજ મેળવવાના એક સર્વોત્તમ સાધન તરીકે જ રાષ્ટ્રીય ભાષાશિક્ષણની પ્રવૃત્તિઓ યોજાય છે આપણા દેશમા આ બન્ને દષ્ટિથી રાષ્ટ્રીય શિક્ષણની ચળવળ થઈ છે સ્વામીશ્રી દયાનંદ સરસ્વતી અને લોકમાન્ય તિલકે હિંદુસ્તાનની આર્ય અને ઐતિહાસિક સસ્કૃતિના ઊંડા પ્રેમ અને અભ્યાસથી પ્રેરાઈ ને જ રાષ્ટ્રીય તાલીમની જુદીજુદી યોજનાઓ ઘડેલી ત્યારે સન ૧૯૦૫ ની સ્વદેશી-સ્વરાજના પહેલા આ દોલનને અગે અને તે પછીના ચાલુ જમાનામા રાષ્ટ્રીય કેળવણીના મડાણ જાણે કે અજાણ્યે રાજકીય હેતુથી જ કરવામા આવ્યા હતા

હવે આયર્લૅન્ડની પહેલા પ્રકારની વધારે સ્થાયી પ્રવૃત્તિના એક મહાન વિધાયક તરીકે પૅટ્રિક પિયર્સનુ નામ ઇતિહાસને પાને અંકાઈ ગયુ છે રાષ્ટ્રીય ભાષાનો પ્રચાર રાષ્ટ્રીય શિક્ષણનુ ઘડતર અને રાષ્ટ્રીય સ્વતન્ત્રતાનો સગ્રામ—આ ત્રણ તેના જીવનની મુખ્ય મુરાદ હતી તેણે સન ૧૯૧૬ની જગી લડતમા પ્રાણ આપ્યા તેથી તેનું નામ સ્વતત્રતાના આ યુગના શહીદોમા સર્વોપરિ ગણાય છે છતા ખૂબી તો એ છે કે જેમ બીજમાથી થડ, ડાળ, પાન કળી, ફૂલ ને ફળ કુદરતી રીતે ખીલે છે તેમ આ શહીદના ટૂકા પણ ઝગકતા વીરજીવનમા પ્રથમ રાષ્ટ્રીય ભાષાસાહિત્યના પ્રેમનો જુવાળ આવ્યો ને તે રાષ્ટ્રીય પત્રનો અધિપતિ બન્યો—આ કાર્ય કરતા કુદરતી રીતે તેના દિલમાં રાષ્ટ્રીય શિક્ષણની ભાવનાઓ ખીલી, ને (તેણે પોતે લખ્યુ છે તેમ) જિંદગીના સારામા સારાં વરસ તેણે તે ભાવનાઓના ચિંતનમા અને આદર્શ રાષ્ટ્રીય શાળા ચલાવવામા ગાળ્યા—ને આ સમગ્ર ચિંતન-મનન-કર્મના પરિપાકરૂપે જ રાષ્ટ્રીય સગ્રામમા બલિદાન આપવાનો આવેશ તેના જ્વલન્ત હૃદયમા પ્રગટી ઊઠ્યો

અને ૧૯૧૬ના એક મંગલપ્રભાતે પોતાની પ્રિય પાઠશાળા અને કુટુમ્બમાયાને તજીને રાષ્ટ્રીય યજ્ઞમાં જીવનનું બલિદાન આપવાને હસતો હસતો તે ચાલી નીકળ્યો.

સદ્‌ભાગ્યે આ નરવીર પોતાની પાછળ લેખો અને ભાષણો, કાવ્યો અને નાટકો, અનુભવો અને સંસ્મરણોનો કીમતી ખજાનો મૂકી ગયો છે તેમાંથી સરકારી શિક્ષણના ખંડન અને રાષ્ટ્રીય શિક્ષણના મંડન વિષે—તેણે સ્થાપેલી સંત એંડાની જે પાઠશાળાને આયર્લંડના કવિ યીટ્સે કવિવર ટાગોરના શાન્તિનિકેતન સાથે સરખાવી હતી તે વિષે—તેના જે લેખો પ્રકટ થયા છે તેને અમૂલ્ય ગણીને અત્રે ગુજરાતી ભાષામાં ઉતાર્યા છે. આ ટૂંકા ટૂંકા લેખો મને એટલા બધા મીઠા, બોધદાયક અને પ્રેરક લાગ્યા છે કે મેં બને ત્યાં સુધી પિયર્સની જ ભાષા અને શબ્દપ્રયોગો સાચવ્યા છે અને તેમાં બને તેટલી ઓછી કાપકૂપ કરી છે. એના જેવા નરકેસરીનો પુણ્યસંદેશ તેની જ વીરવાણીમાં આપવાથી તે અત્યંત અસરકારક નીવડશે એવી ખાતરી છે.

તે ઉપરાંત કંઈ જ આ પુસ્તકમાં ન ઉમેરવાનો શરૂઆતમાં મારો ખ્યાલ હતો. પણ ભાષાંતર પૂરું કર્યા પછી મને જણાયું કે આયર્લેન્ડના ઇતિહાસની રૂપરેખા અને પિયર્સના જીવનની ટૂંકી પિછાન આપ્યા સિવાય આ લખાણનો પૂરો મર્મ ગુજરાતી વાચકો સમજી શકશે નહિ તેથી ભાષાંતરની આગળ મેં બે લેખ ઉમેર્યા છે પ્રથમ લેખમાં આયર્લેન્ડની ભાષાની લડતનો ટૂંકો ઇતિહાસ આપેલ છે, બીજામાં, પિયર્સની જીવનલીલાનો સાર આપ્યો છે

વળી, પિયર્સે પોતાના આખા લખાણમાં આયર્લેન્ડના પ્રાચીન વીરોની વાતોનો વારંવાર ઉલ્લેખ કર્યો છે. તેમનાં નાટકો ભજવવાં એ તેની રાષ્ટ્રીય શિક્ષણની યોજનાનું એક આવશ્યક અંગ હતું તેથી શાળામાં ને બહાર તેના કુમારોએ ભજવેલાં બધાં ય નાટકોનો ટૂંક સાર પુસ્તકને અંતે આપ્યો છે

યુરોપના મારા પર્યટન દરમ્યાન હું આયર્લેન્ડના રાજનગર ડબ્લિનમા દસ મહિના રહી આવ્યો છુ પિયર્સે જે પોસ્ટ-ઓફિસ પર સન ૧૯૧૬મા સ્વતંત્રતાનો વાવટો ફરકાવ્યો હતો તે તો બળીને ભસ્મ થઈ ગઈ હતી પણ તેની જગ્યાએ જ બાધેલા નવા આલીશાન મકાનની પાડોશમા જ હુ થોડાક મહિના રહ્યો છુ અને તેના સગ્રામ દરમ્યાન ગાજી ઊઠેલા મરિયામ રસ્તાઓ પર રાતદિવસ હું આથડ્યો છુ પિયર્સના ઘણા ઘણા સાથીઓ અને અનુયાયીઓને પણ હું ઘણા જ ભાવથી મળ્યો છુ તેથી મને તો પિયર્સ અદૃશ્ય સ્વરૂપે હજી યે તેના ડબ્લિનમા ને દેશમાં જેવો ને તેવો જ જીવતો લાગ્યો છે તેના પુસ્તકો વાચતા ને તેના આ થોડા ભાગનો ગુજરાતી ભાષામા અનુવાદ કરતા મેં જે વિશુદ્ધ સ્વદેશ પ્રેમનો આનદ અનુભવ્યો છે તે વર્ણવી શકાય એમ નથી

છતા લડનમા બેસીને ઘણી ઘણી અસલ આયરિશ વાતો અને શબ્દો ઊકેલવાનુ કામ જરા કઠિન નીવડ્યુ છે પણ તેમા લડનના ગેલિક સઘના પ્રમુખ મિ આર્ટ-ઓ-બ્રાયને—જેમને હમણા જ ડી વેલેરાની સરકારે પરિસમા આયરિશ એલચી તરીકે નીમ્યા છે તેમણે—અને તેમના સાથીઓએ મને બનતી મદદ અને સૂચનાઓ આપી છે વળી પિયર્સના પટ્ટશિષ્ય મિ ડેઝમડ રાયનને પણ થોડા જ અઠવાડિયાં પર મળવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયુ હતું તેથી મારા મનમા રહેલી છેવટની ગૂચો દૂર થઈ ગઈ છે અને હવે આ પુસ્તક અગળ રૂપમા ગુજરાતી પ્રજા આગળ મૂકી શકુ છુ એ પ્રસગે એ સર્વે આયરિશ મિત્રોનો આભાર માનુ છુ

છેવટે હુ અત કરણપૂર્વક ઇચ્છુ છુ કે પિયર્સ સબધી વિશાળ સાહિત્ય વાચવામાં મને જે અનદ ઊભરાયો છે તેમાથી કઇક અશ ગુજરાતી વાચકો આ નાનકડા પુસ્તકમાથી મેળવે, અને આપણે સર્વે હિંદુસ્તાનમા રાષ્ટ્રીય શિક્ષણની સૃજનજૂની છતાં યુગેયુગે બદલાતી સૃષ્ટિ નવેસર રચવાને પ્રેરણા અને પ્રોત્સાહન પામીએ

લડન
૧૦-૬-૩૫

ઇન્દુલાલ યાજ્ઞિક

બેડી કાયમ જડવાને માટે તેના આ રાષ્ટ્રીય તત્ત્વોને થોડે કે ઘણે અંશે હણવાની તેને જીતનાર પ્રજાને ફરજ પડે છે તેમા કદાચ શરીર પણ સર્વાંગે જિતાય, જમીનો પણ પડાવાય, ને વેપાર-ઉદ્યોગ પણ નષ્ટ થાય—આમ સર્વે ભૌતિક સંપત્તિનો લોપ થાય, છતાં તેની રાષ્ટ્રીય ભાષા ને સાહિત્ય, તેના ઇતિહાસ ને સંગીત—આ સર્વ માનસિક—આધ્યાત્મિક-સમૃદ્ધિનો નાશ ન થાય ત્યા સુધી તેની જૂની જાહોજલાલીના સ્વપ્ના અને ભવિષ્યની આઝાદીના સ્વપ્ના ઝળકતા રહે, અને કોઈક દિવસે તે સર્વ બંધનોને તોડી નાખી જગતની રંગભૂમિ પર વિજયડંકા વગાડવાની આશા ઝાખી-ઝાખી પણ સળગતી રાખે

ખૂબીની વાત તો એ છે કે જગતના વધારેમા વધારે દેશને જીતનાર ઇંગ્લંડના રાજપુરુષો આ સત્ય વધારેમા વધારે સચોટ રીતે સમજ્યા છે, અને તે મુજબ લડાઈથી જિતાયેલા દેશની પ્રજાઓને કાયમ પરાધીન રાખવા સારુ તેમણે છેલ્લા સાતસો વરસ દરમ્યાન અકસીર ઇલાજ યોજ્યા છે

હવે આયર્લૅન્ડની તવારીખમા આ સત્યના પ્રયોગ તપાસીએ

## પ્રાચીન સંસ્કૃતિ

ઇંગ્લંડનો રાજા હેન્રી (બીજો) અને તેના અંગ્રેજ-નૉર્મન ઉમરાવો પોતાની જંગી લડાયક સેના લઈ આયર્લૅન્ડની પરભૂમિ પર ધસી ગયા ત્યારે આયર્લૅન્ડની પ્રજા સંસ્કૃતિના ઘણા ઊંચા શિખરે પહોંચેલી હતી

આખા યુરોપમા તે એક જ દેશ હતો કે જે રોમની પરાયી સત્તા ને પરાયા સાહિત્યસંસ્કારથી છેક અલિપ્ત રહ્યો હતો, ને તેથી ઇસુ ખ્રિસ્ત પછીના પહેલા અગિયારસો વરસ દરમ્યાન જે વખતે આખા યુરોપની મોટા ભાગની પ્રજાઓ અર્ધજંગલી

અવસ્થામાં સાઠમારીઓ ખેલતી હતી તે વખતે આયર્લૅન્ડની [1]ગેઇલિક ભાષાસાહિત્યની અદ્‌ભુત ખિલવણી થઈ. તેનાં મંદિરો ને મઠો, વિહારો અને વિદ્યાપીઠોમાં ઊંચામાં ઊંચા સાહિત્ય, ધર્મ, કલાનું શિક્ષણ લેવાને યુરોપના દેશેદેશમાંથી હજારો વિદ્યાર્થીઓ અને યાત્રાળુઓ ટોળાંબંધ આવતા અને આયર્લૅન્ડના વિદ્વાનો અને પાદરીઓ પશ્ચિમના દેશોમાં જ્ઞાન અને ધર્મનો દીપ પ્રકટાવવાને પરિભ્રમણ કરતા. આયર્લૅન્ડના રાજમહેલો અને કલામંદિરો, તેના [2]ડ્રુઈડ-બ્રેહન વર્ગની ચમત્કારક વિદ્વત્તા, તેના ભાટચારણોની વીરરસથી છલકાતી વાર્તાઓ અને કવિતો, તેના વાર્ષિક મેળાઓમાં થતા રથ અને ઘોડેસ્વારીના જંગી જલસા, તેનાં વસ્ત્રાભૂષણ અને વાસણ વગેરે સરસામાનની અજબ કારીગીરી—આ અને

૧ આયર્લેન્ડમા જે પ્રજા ઈસવી સન પૂર્વે આવીને વસી તે સેલ્ટિક-કેલ્ટિક જાતિની હતી. આ જાત મૂળ આર્યન પ્રજાઓમાથી ઊતરી આવેલી ગણાય છે. એ કેલ્ટિક જાતમાથી જે લોકો આયર્લૅન્ડ, સ્કૉટલૅન્ડ તેમજ વેલ્સ ને બ્રિટનીમા વસ્યા તે ગેઈલ્સ કહેવાયા ને તેમની ભાષા ગેઇલિક કહેવાઈ. તેથી આ નામ સ્કૉટલૅન્ડની પ્રજા અને જૂની ભાષાને પણ લાગુ પડે છે—જોકે આયર્લૅન્ડની ગેઇલિક ભાષા કુદરતી રીતે સ્કૉટલૅન્ડ વગેરેના કરતા જુદી છે. ગઈ સદીમા રાષ્ટ્રીય જાગૃતિ આવી ત્યારે પ્રજા માટે ગેઇલ્સ અને ભાષા માટે ગેલિક—શબ્દ વપરાવા લાગ્યા.

૨ ખ્રિસ્તી ધર્મ આયર્લૅન્ડમા ફેલાયો તે પહેલા પ્રજાના વૈદો, ફિલસૂફો, પંડિતો ને ધર્મગુરુઓ તરીકે જેઓ પંકાતા ને પૂજાતા તેઓ ડ્રુઈડ કહેવાતા. તેઓ કઈ ચોક્કસ ધર્મનો ઉપદેશ કરતા હતા કે નહિ તે વિશે ઇતિહાસકારોમા મતભેદ છે. તેઓ કંઈ ધાર્મિક સાહિત્ય તો નથી જ મૂકી ગયા. પણ તેઓ મોએથી છૂપી વિદ્યા ભાવિક ભક્તોને આપતા એમ કહે છે. ખ્રિસ્તી ધર્મ ફેલાયા પછી તેમની ધાર્મિક પ્રતિષ્ઠા ગઈ ને પછી માત્ર વૈદો અને ભવિષ્યવેત્તા તરીકે જેઓ માન પામતા તેઓ બ્રેહન કહેવાતા. ડ્રુઈડ ને બ્રેહનની પદવી વંશપરંપરા ઊતરી આવતી.

આવી અનેક બાબતોમાં તો તેમના પર હુમલો કરનાર અંગ્રેજો તો તે વખતે છેક જંગલી જ ગણાતા

## અંગ્રેજોનું આક્રમણ

છતાં ઇતિહાસમાં ઘણીવાર બને છે તેમ ધર્મ અને સંસ્કૃતિની સામે પશુબળનો વિજય થયો અને ઇંગ્લંડનો રાજા હેન્રી (બીજો) આયર્લૅન્ડના જુદાજુદા પ્રાંત પોતાના માનીતા અમીરોને વહેંચી આપીને લંડનની રાજધાની તરફ રવાના થયો (સન ૧૧૭૦) આમાંથી કેટલાક તો ઇંગ્લંડમાં જ રાજખટપટ કરવાને પાછા સિધાવ્યા પણ જેઓ આયર્લૅન્ડમાં રહ્યા તેઓ કુદરતી રીતે ત્યાંની પ્રબળ અને ઉર્જસ્વલ સંસ્કૃતિ અને સંગીત-સાહિત્યની મોહિનીને વશ થયા જે પ્રજાની સાથે તેમને રાતદિવસનું પાનું પડ્યું તેમના રીતરિવાજ ને પહેરવેશ વાતચીતહેવારના જલસા અને રમતગમતના રંગરાગ આ બધું તેમણે કુદરતી રીતે સ્વીકારી લીધું આ સર્વ વ્યવહાર કરતા કુદરતી રીતે તેમણે આયરિશ—ગૅલિક ભાષા અપનાવી લીધી ને આયરિશ રમણીઓ સાથે પ્રેમ ને લગ્નના સંબંધ બાંધવા લાગ્યા

પરિણામ એ આવ્યું કે ત્રણેક પેઢી વીતી ગઈ તેવામાં તો વિજેતા તરીકે આવેલા પરાયા અમીરો 'મૂળ આયરિશથી યે વધુ આયરિશ બની ગયા પછી તેઓ સ્થાનિક સરદારો સાથે જેમ જમીનની માલિકી માટે લડતા ગયા તેમ રાષ્ટ્રીય સ્વતંત્રતા માટે ઇંગ્લંડના રાજા સામે પણ તલવાર ચલાવતા ગયા વળી જે નવા અંગ્રેજ અમીરો આવતા તે થોડો વખત અંગ્રેજ રાજ્ય અને ભાષાને વફાદાર રહી સ્થાનિક સૂબેદારો સાથે લડતા પણ વળી બેત્રણ પેઢી દરમ્યાન બધી રીતે પૂરા આયરિશ બની જતા, અને તેમ થી કોઈને વાઇસરાયનો હોદ્દો મળતો ત્યારે પણ આયર્લૅન્ડના સ્વતંત્ર મહારાજાની માફક જ વર્તતા

આવી પરિસ્થિતિ ઇંગ્લંડના રાજ્યાધિકારીઓને ઘણી જ વસમી

લાગવા માડી ને તેમના દેશમા એકહથ્થુ રાજસત્તાનું તત્ર પાકુ થતુ ગયુ તેમ તેમણે આયર્લૅન્ડમા જઈ બિનવફાદાર થતા અમીરોને વશ કરવાના ઇલાજ શોધવા માડયા તલવાર આ કાર્યમા બૂઠી નીવડી તેથી આશરે બસો વરસ પછી—સન ૧૩૬૭મા, ઈંગ્લડથી તાજા આવેલા એક વાઇસરૉયે કીલકેનીમા આયર્લૅન્ડની પાર્લામેન્ટ ભરીને રાષ્ટ્રીય ભાષા ને સમગ્ર સસ્કૃતિ પર અકુશ મૂકવાને જે તાજુબી ભરેલા કાનૂન પસાર કરાવ્યા તે ઇતિહાસમા 'કીલ્કેનીના કાયદા'ને નામે મશહૂર થયા છે તે વખતે ડબ્લિનની આસપાસ થોડા માઈન સુધીમા આવેલો મુલક જ (જેને 'પેલ' વાડો કહેવામા આવતો) તે અગ્રેજોના મળતિયા સરદારોના હાથમા રહ્યો હતો બાકીનો દેશ આયરિશ હાકિમોએ જીતી લીધો હતો, તેથી તે કાયદા તાજા આવેલા અગ્રેજ ઉમરાવોને 'આયરિશ દુશ્મનોમા' ભળતા અટકાવવાને ઘડવામા આવ્યા હતા

## રાષ્ટ્રીય ભાષાનો પ્રતિબંધ

'કીલ્કેનીના કાયદા' મુજબ આ ઉપરાત ઉમરાવોને ફરમાવવામા આવ્યુ કે

(૧) તેમણે આયરિશ લોકો સાથે કોઈ જાતનો બેટીવહેવાર કે એવો કોઈ ગાઢો સબધ રાખવો નહિ આમ કરે તે રાજદ્રોહીનો વધ થાય

(૨) તેમણે દેશી નામ ધારણ ન કરવા, દેશી ઢબે કપડા ન પહેરવા, દેશી ભાષા ન વાપરવી, દેશી રીતે (જીન નાખ્યા વિના) ઘોડા પર ન બેસવુ દેશી રીતરિવાજ ન પાળવા આ કાનૂનનો ભગ કરે તેની જમીન ને ઘર જપ્ત થાય

(૩) અગ્રેજોમા વસતા આયરિશ લોકોને માટે તેમની ભાષા વાપરવાનો પ્રતિબધ કરવામા આવ્યો, ને જે અગ્રેજી ભાષા તેઓ

જાણતા જ નહોતા તે વાપરવાનો તેમને હુકમ થયો. આ કાયદાનો પણ જે ભંગ કરે તેની જમીન ને ઘર જપ્ત થાય

(૪) જમીનના દેશી કાયદાને અનુસરવાનો પણ પ્રતિબંધ કરવામાં આવ્યો

(૫) દેશી પાદરીઓને પણ અંગ્રેજી વિભાગમાં કોઈ દેવળમાં ન નીમવાનો નિયમ થયો

(૬) વળી, આયરિશ ભાટચારણો, કથાકારો, સંગીતકારો કે વાજાં વગાડનારને પણ અંગ્રેજોના ઘરમાં દાખલ ન કરવાનો સખ્ત હુકમ કરવામાં આવ્યો

દુનિયાના ઇતિહાસમાં આવા બેહૂદા કાયદા ભાગ્યે જ ક્યાંય જડી આવશે અંગ્રેજ રાજસત્તા કાયમ કરવા માટે તે જેટલા જરૂરી હતા તેટલા જ આયર્લૅન્ડમાં તે પાળના અશક્ય હતા અને સર્વે ઇતિહાસકારો સાક્ષી પૂરે છે કે આ કાયદાના લખાણની સહી પણ સુકાઈ નહોતી તેટલામાં તો નવા આવેલા અંગ્રેજોએ દેશીઓ સાથે કન્યાઓની આપલે કરવા માંડી—બધા દેશી રીત-રિવાજ આવવા માંડ્યા—દેશી ભાટચારણોની મીઠી કવિતાવાર્તા સુણાવા માંડી ને તે બધાએ વહેવારને સારુ દેશી ભાષા ઉઘાડે છોગે બોલવા માંડી થોડા વરસમાં આ કાયદા છેક ભૂલાઈ ગયા, અને તલવારના જોરથી જમીનો પડાવનાર નવાનવા ઉમરાવો ચડિયાતી દેશી સંસ્કૃતિની ને આયરિશ લલનાઓની મોહિનીને પહેલાની માફક જ વશ થતા ગયા

તેથી બીજાં આશરે સવાસો વરસ પછી આયર્લૅન્ડના ૩૨ માંથી માંડમાંડ ૩ ૪ જિલ્લામાં એ નામની જ અંગ્રેજ રાજસત્તા રહી હતી બાકીના આખા દેશમાં આયરિશ સરદારો સર્વોપરિ સ્વતંત્રતા ભોગવતા એટલું જ નહિ, પણ વખતોવખત અંગ્રેજી પરગણાં પર ચડી આવીને ખુદ સરકાર પાસેથી 'કાળો કર' વસૂલ કરતા

આ સ્થિતિ સુધારવાને વળી સન ૧૪૯૪મા ડબ્લિનની પાર્લામેન્ટે નવા કાનૂન ચીતર્યા—જેને તે વખતના વાઇસરૉયના નામ પરથી 'પોયનીંગના કાયદા' તરીકે ઓળખવામા આવે છે તે જમાનામા વફાદાર ઉમરાવો પણ તેમની પાર્લામેન્ટમા કેવા ધિંગાણા કરતા હતા તે આ કાયદાની નીચેની મુખ્ય કલમો પરથી જણાય છે

(૧) જ્યા સુધી આવતી બેઠકમા પસાર કરવા ધારેલા કાયદા પર ઇગ્લડનો રાજા પોતાની સમતિની મહોર ન મારે ત્યા સુધી તેનો વિચાર કરવાને આયર્લૅન્ડની પાર્લામેન્ટ બોલાવવામા આવશે નહિ

(૨) જાહેર પ્રજાને માટે ઇંગ્લડમા જે કઈ કાયદા પસાર થયા છે તે આયર્લૅન્ડને પણ આપોઆપ લાગુ પડશે

(૩) કીલકેનીના જૂના કાયદાનો ફરીવાર પાકો અમલ કરવો, માત્ર એક અપવાદ સાથે, તે એ કે દેશી ભાષાનો પ્રતિબધ ન રાખવો, કારણ કે તે વખતે તો અગ્રેજી જિલ્લામા પણ ગેલિક ભાષા જ છૂટથી બોલાતી

(૪) 'આયરિશ દુશ્મનો' ને બહારવટિયાને સરકારી હદમા આવતા અટકાવવા

(૫) આયર્લૅન્ડમા વસેલા ઘણા અગ્રેજ કુટુબો દેશી ગણહાકના શબ્દો સામાન્ય વહેવારમા વાપરતા તેનો સખ્ત પ્રતિબધ કરવામા આવ્યો

આ ઉપરથી ચોખ્ખુ પુરવાર થાય છે કે છેલ્લા સોએક વરસમા અગ્રેજોનો પગદડો આગળ પસરવાને બદલે પહેલાના કરતા પણ પાછળ હટયો હતો પરરાજ્યના હાકેમોને પણ છેવટે જખ મારીને આયરિશ ભાષાના પ્રચારની સામે પાળ બાધવાની મૂર્ખાઈ સમજાઈ છતા તેમની જક્કી ખોપરીને એટલુ ન સૂઝ્યુ કે જ્યા સુધી આયરિશ ભાષાનું વિજયવત સામાન્ય અગ્રેજ રાજ્યવાની-

મા ચાલે ત્યા સુધી દેશીઓના સસર્ગ ને સસ્કૃતિની સામે હજારો પ્રતિબધ મૂકો તે ફોકટ જ નીવડે

### ધર્મનો ઝગડો

પરિણામે, આ કાયદા પણ કાગળ પર જ રહ્યા સન ૧૫૦૯મા રસીલો રાજા હેન્રી (આઠમો) લડનની ગાદીએ આવ્યો ત્યારે અગ્રેજ રાજસત્તાનો દીવો આયર્લન્ડમા ઝપાટાબધ બુઝાતો હતો

છેવટે કોણ જાણે કેટલામીયે વાર સ્થાનિક સરદારોનુ બડ નાબૂદ કરવાને પ્રચડ લશ્કર લઈને હેન્રી સન ૧૫૪૧મા આયર્લન્ડમા આવ્યો ત્યારે હમેશની માફક સ્થાનિક સરદારોએ તેના તરફ પોકળ વફાદારીના સોગન લીધા બીજી પાસ તેમની પાર્લામેન્ટને દેશનો તમામ વહીવટ ચલાવવાની સ્વતત્રતા આપવામા આવી આમ ઉપરઉપરથી તો બધી તકરાર શમી ગઈ ને પછીથી અગ્રેજોએ કઈ કિન્નો રાખ્યો ન હોત તો ઘણા વખત સુધી એ દેશમા સુલેહશાતિ જળવાઈ રહેત

છતા થોડી વારમા જ અગ્રેજી રાજ્યે નવા ઝગડા જગાવ્યા હેન્રી રાજાએ તો માત્ર રોમના પોપની સામે અગત કારણસર જ ઝગડો કર્યો હતો પણ તેના મરણ પછી તરત જ ખુદ ઇંગ્લડમા જ—ને તેથી આયર્લન્ડમા પણ જૂના કૅથોલિક પથને નાબૂદ કરીને નવા પ્રૉટેસ્ટટ પથને સ્થાપવાને રાજ્ય તરફથી રાક્ષસી કાયદા ઘડાયા આવ્યા પણ જ્યારે આખા ઇગ્લડની પ્રજા જોતજોતામા પ્રૉટેસ્ટટ થઈ ગઈ ત્યારે આયર્લન્ડની સમગ્ર જનતા ચુસ્તપણે કૅથોલિક પથને વળગી રહી આમ આ ધર્મનો ઝગડો જાગ્યો તેથી આયર્લન્ડનો છેક આજ સુધીનો ઇતિહાસ લોહીના અક્ષરે લખાયેલો છે

વળી, અગ્રેજ સરકારને માત્ર આયર્લન્ડ પર રાજ્યસત્તા મેળવીને જ સતોષ ન થયો તેને તો આયરિશ સરદારોની બધી જમીન

પડાવી લઈ ને પોતાના અંગ્રેજ ખેડૂતોને પરદેશમાં વસાવવા હતા. આ કારણે પણ એ કમભાગી દેશમાં લોહીની નદીઓ વહેવા લાગી.

ને આ બધાય હેતુ સહેલાઈથી પાર પાડવાને અંગ્રેજોએ સમગ્ર આયરિશ પ્રજાની રાષ્ટ્રીય અસ્મિતા નાબૂદ કરી તેમને અંગ્રેજ જેવા બનાવવાને ફરી વાર બીડુ ઝડપ્યું. તે માટે ફરીથી પાર્લામેન્ટમાં કાયદા પસાર કરીને દેશી ભાષા તજીને અંગ્રેજી ભાષા બોલવાની, અંગ્રેજીમાં જ સર્વેનાં નામ પાડવાની, અંગ્રેજી ઢબે જ (જીન સજીને) ઘોડા પર સવારી કરવાની, ને અંગ્રેજી ઢબે જ રહેવાપહેરવાની સર્વેને ફરજ પાડવામાં આવી. વળી વાળ કેમ હોળવા, ને દાઢી કેટલી કાપવી, સ્ત્રીઓએ ક્યા રંગનાં ને કેટલાં વારનાં કપડાં પહેરવાં ને કેવી ટોપીઓ માથે મૂકવી, વગેરે બાબતો વિશે પણ મૂર્ખાઈભરેલા કાનૂનો ઘડવામાં આવ્યા. આ બધાનો મર્મ દેશી પોશાક, રીતરિવાજ, ને ખાસ કરીને રાષ્ટ્રીય ભાષાસંગીત નાબૂદ કરવાનો હતો. છતાં પ્રજાના હૃદયમાં રમી રહેલી ને તેની જીભ પર ઘર કરી બેઠેલી સરસ્વતીને હજારો તલવારો અને બંદૂકો પણ કેવી રીતે હણી શકે?

## નવી જીત–નવા જુલમ

છેવટે સન ૧૬૦૦ની આસપાસ અંગ્રેજ રાણી એલિઝાબેથે આયર્લૅન્ડને પૂરેપૂરું વશ કરવાને કારમું યુદ્ધ આદર્યું. અલ્સ્ટરના મશહૂર સરદારો ઓ–ડોનેલ અને ઓ–નીલ રણમાં કેસરિયાં કરીને છેવટે હાર્યા ત્યારે પરરાજ્યની ગુલામીનો રોટલો ખાવાને બદલે દેશવટો લઈ ને રોમ પરવર્યા. એ પછી સત્તરમી સદી દરમ્યાન ક્રૂર ક્રૉમવેલ અને હોલૅંડના (પાછી ઈંગ્લંડના) રાજા વિલિયમે આખા દેશમાં લૂંટફાટ અને કતલ ચલાવીને હાડકાંના ઢગ ને લોહીનાં સરોવર પર ઈંગ્લંડનો વાવટો ફરકાવ્યો. છતાં છેવટ સુધી પણ લીમરિકનો અચળગઢ અંગ્રેજ સેનાથી ન જ લેવાયો. તેથી

તેના ચૂરા રક્ષક સાર્સફિલ્ડ સાથે રાજા વિલિયમને પણ સંધિ કરવી પડી. તે મુજબ સાર્સફિલ્ડની સેના પોતાની ધજા ફરકાવતી અને નોબત વગાડતી બહાર નીકળી, ને તેને અંગ્રેજ રાજ્યની નોકરી કરવાની કે દેશવટો લેવાની મુનસફી આપવામાં આવી. તેનો લાભ લઈને સાર્સફિલ્ડ પુરાતન આયરિશ પ્રણાલિકાને અનુસરીને ફ્રાન્સ પરવર્યો. લીમરિકની સંધિમાં આયરિશ પ્રજાને ધર્મની ને જમીનની બાબતોમાં જે છૂટ આપી હતી તેનો તરત જ અંગ્રેજ સરકારે ભંગ કરીને અઢારમી સદીમાં અવનવા 'જુલમી કાયદા' ઘડ્યા અને રાષ્ટ્રીય ભાવનાને સદંતર નાબૂદ કરવાના ઉપાય લેવા માંડ્યા. આ બધાની વીગતમાં અત્રે ઊતરી શકાય એમ નથી.

લીમરિકના તહનામાનો અમલ કરવાને નામે જ સન ૧૬૯૫ની પાર્લામેન્ટમાં આ 'જુલમી કાયદા' પસાર કરવામાં આવ્યા એ પણ અંગ્રેજ સરકારની બલિહારી ગણાય. તેમાં પ્રથમ તો પાર્લામેન્ટના સર્વે સભાસદોને માટે વફાદારીના એવા સોગંદ ઘડવામાં આવ્યા કે જે કોઈ પણ ચુસ્ત કૅથોલિક લઈ જ ન શકે. પરિણામે, દેશના મોટા ભાગની પ્રજા ને તેના સરદારો આપોઆપ જ આ રાજસભાઓમાંથી બાતલ થયા. તે ઉપરાંત નીચેનાં બીજાં બંધનો પણ પ્રજા ઉપર લાદવામાં આવ્યાં:

(૧) કૅથોલિક શિક્ષકોને શાળાઓમાં તેમ જ ખાનગી ઘરમાં શાળાઓ ચલાવવાની મનાઈ થઈ.

(૨) કૅથોલિક માબાપ પોતાનાં બાળકોને પરદેશ પણ ભણવા ન મોકલી શકે. પરિણામ એ આવે કે જેને છોકરાંને ભણાવવા હોય તેણે ફરજે પણ સરકારી પંથ સ્વીકારવો જોઈએ.

(૩) બધા કૅથોલિક જમીનદારોએ પોતાની મોટી જાગીર છોડી દઈને પ્રોટેસ્ટંટ પંથીઓને સોંપી દેવી. આથી લીમરિકની સંધિનો હડહડતો ભંગ થયો.

(૪) કેથોલિક પ્રજાએ પોતાના હથિયાર સરકારને સોપી દેવા

(૫) કોઈ કેથોલિક પાસે સારો ઘોડો હોય તો તેણે પાચ પાઉંડની કિંમતે જે પ્રોટેસ્ટંટ માગે તેને આપી દેવો

(૬) દેવળોમા પ્રાર્થના ચલાવતા નાનાનાના પાદરીઓ સિવાય ઉપરના તમામ કેથોલિક ધર્મગુરુઓને દેશપાર કરવા—દેશમા રહે તે રાજદ્રોહી ગણાય

આ તો જુલ્મનો પહેલો હપ્તો હતો તે ઉપરાંત નાના કેથોલિક ખેડૂતોની પણ જમીન બને તેટલી પડાવી લઈને તે પરદેશીઓને સોપી દેવાને તેમજ પ્રજાને રંજાડવાને ભારોભાર કાયદા, સન ૧૭૦૪મા ને સન ૧૭૧૪મા પસાર કરવામા આવ્યા.

છતા કેથોલિક ધર્મ દેશમાથી નાબૂદ થયો નહિ એટલુ જ નહિ, પણ તેના અનુયાયીઓની સખ્યા વધતી જ ગઈ નાનાની માફક મોટા પાદરીઓ પણ પ્રજામા છૂપી રીતે સતાઈને રહેતા ને પોલીસમા કઈ ખબર પડી જાય તો ડુગરાળ મુલકમા ભરાઈ જતા કેથોલિક શિક્ષકો છૂપી રીતે ખાનગી ઘરોમા બેસીને છોકરાની શાળાઓ પણ ચલાવતા ને આટઆટલી અગ્રેજોની ચડાઇઓ થઈ તોપણ છેક અઢારમી સદીની આખર સુધી મોટા ભાગની પ્રજા તો પોતાની માદરી જબાન જ બોલતી

## સ્વતંત્રતાના સગ્રામ

પ્રજાની તદ્રા ભાગી ગઈ એટલે તેના નવા આગેવાનોએ કલમ અને જીભથી થોડીઘણી છૂટછાટ મેળવવાને પ્રયાસ કરવા માંડયા સન ૧૭૭૫મા અમેરિકાના અગ્રેજી સસ્થાનોએ સ્વતંત્રતાની લડત આદરી, તેથી દૂર આયર્લૅન્ડમા જુસ્સાનો પારો ચડવા લાગ્યો વૉશિંગ્ટનના લશ્કરનો લગભગ અડધો ભાગ આયરિશ સિપાઇઓનો હતો અને આયર્લૅન્ડનો જ વતની એડમંડ બર્ક બ્રિટિશ આમની

સભામાં સંસ્થાનોની સ્વતંત્રતા માટે ખૂબ પોકાર કરતો હતો, એ જોતાં આ પરિણામ સ્વાભાવિક જ લાગશે અમેરિકામાં જેમ અંગ્રેજો હાર ઉપર હાર ખાતા ગયા તેમ આયર્લેન્ડમાંથી લશ્કર ખેંચીને ત્યાં મોકલતા ગયા આ પ્રસંગે પોતાની નબળાઈ પિછાનીને આયરિશ પ્રજાને વફાદાર રાખવાને તેની સામેના થોડા કાયદા ખમી કરવામાં આવ્યા પણ આયરિશ પ્રજા સંતોષ ન પામી પોતાના મુલકનું રક્ષણ કરવા માટે તેણે સન ૧૭૭૮માં એક સ્વયંસેવક સેનાની ભરતી કરવા માંડી ને તેના પ્રતાપે આયરિશ પાર્લામેન્ટને થોડુંઘણું સ્થાનિક સ્વરાજ્ય પાછું સોંપવામાં આવ્યું

સન ૧૭૮૮માં ફ્રાંસમાં ભયંકર રાજ્યપરિવર્તન થયું તેથી ચાનક લઈને વળી અંગ્રેજ સરકારે કૅથોલિક લોકોને પાર્લામેન્ટના સભાસદો ચૂંટવાનો હક આપ્યો પણ જ્યારે કૅથોલિકોએ ખુદ પાર્લામેન્ટમાં બેસવાનો હક માગ્યો ત્યારે તેમની સામે ઝડપથી દરવાજા બંધ કરી દેવામાં આવ્યા

પછી ફ્રાંસ અને ઇંગ્લંડની વચ્ચે લડાઈ જાગી ત્યારે 'સંયુક્ત આયરિશ પ્રજાકીય મંડળ' પ્રોટેસ્ટંટ પંથના બેલફાસ્ટમાં તેમજ કૅથોલિક પંથના ડબ્લિનમાં સ્થપાયું પ્રથમ તો તે સંસ્થા ધર્મના ઝગડા શમાવવાને તેમજ કાયદેસર રીતે પ્રજાને માટે સંપૂર્ણ સ્વતંત્રતા મેળવવાને જ ચળવળ કરતી પણ અંગ્રેજ સરકારે છેવટે ગભરાઈ જઈને આયર્લેન્ડમાં પારાવાર જુલમ ગુજારવા માંડ્યો ત્યારે આયર્લેન્ડના અમર શહીદ થીઓબાલ્ડ વુલ્ફ ટોને (જે મૂળ તો બેલફાસ્ટનો પ્રોટેસ્ટંટ હતો) આયર્લેન્ડમાં ફ્રાંસના ધોરણ પર પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાને ઇંગ્લંડની સામે બંડ કરવાની તૈયારીઓ કરવા માંડી તે બંડ સન ૧૭૯૮માં જાગ્યું તેનું જ તેને થોડીવારમાં અંગ્રેજી લશ્કરે દાબી દીધું સન ૧૮૦૧ માં આયર્લેન્ડની પાર્લામેન્ટને નાબૂદ કરીને તેને ઇંગ્લંડની સાથે જોડી દેવામાં આવ્યો

ઇતિહાસના આ બધા વારાફેરા દરમ્યાન પણ આયરિશ ભાષા દેશના મોટા ભાગમા કાયમ રહી હતી તેનું પ્રાચીન સાહિત્ય ને કવિતા પ્રજાના હૃદય ને કંઠમા ઘર કરી રહ્યા હતા તેના ભાટચારણોએ અને તેની છૂપી શાળાઓએ રાષ્ટ્રીય સસ્કૃતિનો ભારેલો અગ્નિ સાચવી રાખ્યો હતો

સન ૧૮૨૯મા ડેનિયલ ઓ-કોનેલના પ્રયાસથી કેથોલિકોને પાર્લામેન્ટમા ચુટાવાનો હક મળ્યો પણ પોતાના સહધર્મીઓને હક મેળવી આપવા જતા જ એ મહારથીએ પોતાની માતૃભાષાનો ઇનકાર કરી અગ્રેજી બોલવા માડ્યુ અને ધર્મ સિવાય બધી બાબતમા તે અગ્રેજનો બેટ્ટો બની ગયો

આથી આયરિશ ભાષાની પ્રતિષ્ઠાને દેશમા ભારે આઘાત પહોચ્યો પણ તેને છેવટનો ઘા કરી મૃતપ્રાય કરવાનુ તો અગ્રેજ સરકારના નસીબમા લખ્યુ હતુ

અગ્રેજી ભાષાના મડાણ

સન ૧૮૩૧માં જાણે આયર્લૅન્ડની પ્રજા ઉપર અનહદ ઉપકાર કરીને કેથોલિક તેમજ પ્રોટેસ્ટટ બાળકોને સર્વસામાન્ય પ્રાથમિક કેળવણી આપવા માટે રાષ્ટ્રીય શિક્ષણનુ ખાતુ અગ્રેજ સરકારે ખોલ્યુ તેની શાળાઓ જેમ સપાટાબધ સરકારી ખર્ચે નીકળતી ગઈ, તેમ તે વખતે તો માત્ર સર્વ પથના પાદરીઓએ જ તેના પર ટીકા કરવા માડી. કારણ કે તેમા કોઈ પંથનું શિક્ષણ આપવામા નહોતું આવતુ પણ સર્વે જે મુદ્દાની વાત ચૂકી ગયા તે એ હતી કે ફક્ત કુનેહબાજ અગ્રેજ ઉસ્તાદો જ જાણતા હતા તેમણે આ તમામ શાળાઓમા અગ્રેજી ભાષાનું જ મડાણ કરીને છેવટે આયરિશ ભાષાને જડમૂળથી નાબૂદ કરવાનો પેતરો રચ્યો હતો

તરત દેશી ભાષા પર બીજો ફટકો પડ્યો ૧૮૪૭-૪૮ના ભયકર દુકાળમા લાખો માણસો મરી ગયા કે દેશપાર થયા તે

મોટે ભાગે આયરિશ ભાષા બોલનાર હતાં વળી દેશની રાજકીય લડત હવે લંડનની પાર્લામેન્ટમાં—અર્થાત્ અંગ્રેજીમાં જ ચાલતી. તેમજ કેથોલિક વિદ્યાર્થીઓને માટે સન ૧૭૭૮થી ડબ્લિનની ટ્રીનિટી કોલેજના (જે પ્રોટેસ્ટંટ વિદ્યાર્થીઓ માટે જ સન ૧૫૯૨-માં સ્થાપવામાં આવી હતી) તેના દરવાજા ખુલ્લા મૂકવામાં આવ્યા હતા. તેમાંથી પાસ થઈને જે ચુનંદા જુવાનિયા બહાર પડવા માંડ્યા તેમણે અંગ્રેજી ભાષાનો ઉપયોગ ને પ્રચાર કરવા માંડ્યો. પછી સન ૧૮૭૮માં માધ્યમિક કેળવણીની વ્યવસ્થા કરવાને સરકારી ખાતુ ખોલવામાં આવ્યું, એટલે સરકારી શિક્ષણની સાંકળ આયર્લૅન્ડને ગળે બરાબર જડાઈ ગઈ.

પરિણામ એ આવ્યું કે જ્યારે સન ૧૮૦૦માં છઠ્ઠા કે સાતમા ભાગની પ્રજા જ અંગ્રેજી બોલતી ને બાકીની રાષ્ટ્રીય ભાષા બોલતી ત્યારે ૭૫-૮૦ વરસ પછી છ ભાગની પ્રજા અંગ્રેજી બોલતી થઈ ને બાકીના ભાગમાં જ આયરિશ ભાષા સચવાઈ રહી. જો થોડો વધારે વખત આ સ્થિતિ ચાલુ રહી હોત તો રાષ્ટ્રીય ભાવના તો દેશમાંથી લોપ થાત અને રાષ્ટ્રીય સ્વતંત્રતા પાછી મેળવવાનાં સ્વપ્નાંનો પણ સદાને માટે અસ્ત થાત.

પણ લ રૂએ લખ્યું છે કે આ સદીમાં અંગ્રેજી આયર્લૅન્ડની ભાષા બની તે જ વખતે તે રાજકીય અસંતોષ અને રાજદ્રોહની પણ ભાષા બની ગઈ. ઓગણીસમી સદીની અધવચમાં જે વખતે રાષ્ટ્રીય ભાષાનું ખમાસમણ થઈ રહ્યું હતું તે જ વખતે 'તરુણ આયર્લૅન્ડ' પક્ષના ચુનંદા વીરલાઓએ રાષ્ટ્રીય ભાષા, શિક્ષણ, ઈતિહાસ, કલા, સાહિત્ય ને સમગ્ર રાષ્ટ્રીય સંસ્કૃતિ સજીવન કરવાને પ્રચંડ પડકાર કર્યો.

### રાષ્ટ્રીયત્વનો પેગામ

આ સર્વમાં રાષ્ટ્રીય ભાષાસાહિત્યની દૃષ્ટિએ તો પહેલું

નામ ટોમસ ડેવીસનુ જ લેવુ જોઈએ સન ૧૮૪૨મા આશરે ૨૬ વરસની નાની વયે ડેવીસ 'ગષ્ટ્ર' (નેશન) નામના અઠવાડિક પત્રમા પહેલીવાર ઝળકી ઊઠયો ને ત્રણ વરસની જાહેર કારકીર્દિ પછી તે અ ાળે ગુજરી ગયો તેણે મોટે ભાગે સાહિત્ય ને ઇતિહાસના વિષયો પર જ તેના સામયિક પત્રમા છૂટક લેખો લખ્યા હતા છતા આયર્લૅન્ડના ચારપાચ રાષ્ટ્રવિધાયકોમા તેનુ નામ અમર થઈ ગયુ છે જેમ ૧૭૯૮ના બળવાના આગેવાન વુલ્ફ ટોને આય ર્લૅન્ડને સ્વતત્ર પ્રજાસત્તાક રાજતત્ર ઘડવાનો આદેશ આપ્યો ને ૧૮૪૭-૪૮મા ફીન્ટન લેલરે જમીન પર પ્રજાના અવિચળ હક્નો પેગામ આપ્યો તેમ ડેવીસે આયર્લૅન્ડની પ્રજાને રાષ્ટ્રીય અસ્મિતાનુ ભાન કરાવ્યુ. ને પછીના વારામા રાષ્ટ્રીય ભાષા-સાહિત્યનો પ્રચાર કરનાર પિયર્સ સુદ્ધાત સર્વે આગેવાનોએ અને સસ્થાઓએ ડેવીસના કેટલાક વિચારરત્નોને અસખ્ય વાર ટાકયા છે અને અત્યાર સુધીની આયર્લૅન્ડની અનેકવિધ રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનુ રહસ્ય તેમા સમાયેલુ છે, તેથી તે નીચે અત્રે ઉતારવા જ જોઈએ

પ્રથમ તો આયર્લૅન્ડની રાષ્ટ્રીય સસ્કૃતિ વિશે

"આ દેશ કઈ કુદરતના અકસ્માતથી હમણા જ ઊછળી આવેલો કોઈ રેતીનો ઢગલો નથી આપણો દેશ પુરાણપ્રસિદ્ધ છે, સસ્કૃતિના ઇતિહાસમા પકાયેલો છે તેની પવિત્રતા, શૌર્ય અને સહનશક્તિ માટે તે મશહૂર છે આયર્લૅન્ડના માનસ-સરોવરમા યુરોપની દરેક પ્રજાના કઈ કઈ ઝરણા ભળ્યા છે પ્રચડ વિગ્રહ અને વિશાળ વ્યૂહરચના, પવિત્ર પુણ્યકર્મ અને ભયકર પાપ, બારીક કાયદાકાનૂન અને વિગટ સ્વરૂપવાળા માનવીઓ—આ બધુ આપણે ત્યા હતું જો આપણે પવન, સૂરજ અને વૃક્ષની જ છાયામા વસીએ પણ ભૂતકાળના

આવેશ અને પરાક્રમથી ન ગભરાઈએ તો આપણા જેવા અક્કલ વગરના કમનસીબ માણસો બીજા કોણ હોય ?"

રાષ્ટ્રીય ભાષા વિશે નીચેના શબ્દો દુનિયાના સર્વ રાષ્ટ્રવાદીઓને માટે સદાને માટે બોધદાયક છે

"દરેક પ્રજામાં જે ભાષા ખીલે છે તે તેની શક્તિઓને અનુકૂળ હોય છે—તેમના દેશની હવા, બંધારણ ને રીતરિવાજને આબેહૂબ વર્ણવે છે—તેમના ઇતિહાસ અને ભૂમિ સાથે અચૂક રીતે વણાઈ જાય છે ને તેમના વિચારો વધારેમાં વધારે કુદરતી અને અસરકારક રીતે મૂર્તિમંત કરી શકે છે

'આવી પ્રજાના ઉપર પારકી ભાષા ઠસાવવામાં આવે છે ત્યારે તેનો ઇતિહાસ ભાષાંતરોની આંધીમાં આખડી જાય છે પુરાણાં સ્થાનકો પરથી તેમના માહાત્મ્યના રંગ ઊપટી જાય છે—તેના તાદૃશ અને ધાર્મિક નામોને બદલે અપ્રસ્તુત શબ્દો નિર્માણ થાય છે—પરંપરાથી ઊતરી આવેલા ભાવ ને ભાવનાઓ નષ્ટ થાય છે, પ્રજા ને તેના પૂર્વજોની વચ્ચે મોટા મહાસાગર જેવડું અંતર પડી જાય છે—તેમની શક્તિઓ બરબાદ થાય છે, અને તેની વાણીનો પ્રભાવ ક્ષીણ થાય છે

"પ્રજા બાળપણમાં જે ભાષા શીખે તે જ તેની મર્દાનગી ને ઘડપણને કુદરતી રીતે પૂરેપૂરી શોભે છે જ્યારે માણસના બાળપણાની ભાષા નષ્ટ થાય છે ત્યારે તે પોતે પણ દફનને લાયક બને છે .

"સ્વભાષા વિનાની પ્રજા અધૂરી જ ગણાય દરેક પ્રજાએ પોતાની સરહદ કરતાં વધારે કાળજીથી પોતાની ભાષાની રખેવાળી કરવી જોઈએ—કોટ કે નદીના કરતાં પણ ભાષામાં જ પ્રજાનું વધારે પાકું રક્ષણ રહેલું છે .. દરેક પ્રજાની

ભાષા સાથે તેની સ્વતંત્રતા સદાયે અચૂક સંકળાયેલી છે' *

'તરુણ આયર્લન્ડ' પક્ષના મધ્યાહ્ન તપ્યા તે પહેલા તો ડેવીસ પરલોક સિધાવ્યો ને તેના આ સોનેરી શબ્દો ૧૮૪૭–૪૮ના દુકાળના દાવાનળથી, જમીનના ચાલુ ઝઘડાથી અને ભણેલાની બેપરવાઈથી થોડા વખતમા તો ભુસાઈ ગયા

પણ થોડા સમય જ૧ ૧૮૭૦–૮૦મા અનેક પ્રોટેસ્ટંટ તેમજ કેથોલિક પંથના અને જુદાજુદા રાજકીય પક્ષના કેટલાક વિદ્વાનોએ આયર્લન્ડની જૂની ગેલિક ભાષાના સાહિત્યભંડાર ઉકેલીને અંગ્રેજીમા રજૂ કરવા માંડ્યા આગલી સદીમા આયર્લન્ડની સદીઓથી ચાલતી લડત વિશે લખાયેલી બડખોર કવિતાઓ અને લોકગીતોના પણ ભાષાંતર થવા લાગ્યા જૂની કથાવાર્તાઓ, નવલ કથાઓ અને નાટકો સપાટાબંધ પ્રગટ થવા માંડ્યા આ બધુ વાચતા પ્રજા તો જાણે ઝબકીને જાગવા લાગી ડૉ૦ ડગનામ હાઈડ, ધર્મગુરુ ફોલ વગેરે શાણા અગ્રેસરોને વધારે ને વધારે લાગતુ ગયુ કે પ્રજા અડધીપડધી અંગ્રેજી બનતી અટકી, ને ફરીવાર પાકી આયરિશ બનશે ત્યારે જ તેના બધારે ઇમમા સમાર આવશે અને તે માટે પહેલામા પહેલી તો આયરિશ ભાષા અને સંસ્કૃતિને સત્વર સજીવન કરવી જ જોઈએ

વળી રાજકીય લડતના સોગ મોજા ચારે પાસ ફરી વળ્યા જેમ ૧૮૪૮મા તેમ ૧૮૬૭મા પણ મુઠ્ઠીભર નાણમોએ બંડ જગાવવાને કોશિશ કરી તે વ્યર્થ ગઈ પણ સન ૧૭૮૯મા માઈકલ ડેવીડે આયર્લન્ડમાથી જમીનદારીનુ નામનિશાન નાબૂદ કરીને જમીન ખેડતા કિસાનોને જ તેના માલિક બનાવવાને પ્રચંડ

* તેમા પછી આ મહાસૂત્ર ઉમેરાયુ

"જ્યારે કોઈ પરાધીન પ્રજા તેના હાકેમની ભાષા બોલે ત્યારે તેમા ગુલામીના સૂર જ સંભળાય."

લડત શરૂ કરી તે આજ સુધીમા—કેટલાક મુદ્દાના અપવાદ છતા—ઘણે અશે સફળ થઈ છે તે ઉપરથી તેની ઘણી ઊચી કિંમત અકાય છે

## રાષ્ટ્રીય વ્યાયામ મંડળ

તે દરમ્યાન, સન ૧૮૮૪મા આયર્લૅન્ડના એક નાના ગામડામા સાત અજાણ્યા માણસોએ ભેગા મળીને રાષ્ટ્રીય વ્યાયામ મડળ સ્થાપ્યુ ધર્મગુરુ ક્રૉકે તરત જ તેને આશીર્વાદનો સંદેશો મોકલ્યો તે તરત પ્રકટ થયો તેથી આ મડળના કામમા ઘણો જ વેગ આવ્યો આ મડળ મુખ્યત્વે કરીને તો ક્રિકેટ, ફૂટબૉલ, હૉકી ટેનીસ જેવી પરદેશી રમતોને બાજૂએ મૂકીને ગેડી–દડા (હર્લીંગ), હાથ–દડા, ગોફણ, કુસ્તી, વગેરે દેશી રમત ને વ્યાયામને સજીવન કરવાને હતું આ મડળના પચાસ વરસની પૂર્ણાહુતિનો ઉત્સવ ગઈ સાલ પૂરહાડથી આખા દેશમા ઊજવવામા આવ્યો હતો ને આજે શહેરોમા તેમજ ગામડામા મોટે ભાગે દેશી રમતો જ સેંકડો માઈલો પર રમાય છે તે જોવા માણસોની જગી મેદની ઠેકઠેકાણે ભરાય છે

આ મડળની સ્થાપના સરળ થવાથી કુદરતી રીતે રાષ્ટ્રીય ભાષાસાહિત્યની ચળવળને માટે યોગ્ય વાતાવરણ જામવા માડ્યુ તેવામા મેનુથની ધાર્મિક કોલેજના મેળાવડામા એક પાદરીને ઊચે નબરે પાસ થવા માટે ઇનામ આપવાની ક્રિયાપ્રસંગે ધર્મગુરુ ક્રૉકે ટકોર કરી "આ ભાઈ લૅટિન, ગ્રીક, ઇંગ્રેજી, ફ્રેંચ વગેરે અનેક ભાષાઓમા ઊચે નબરે પાસ થયા છે તે માટે તેમને મુબારકબાદી આપુ છુ દિલગીરીની વાત એટલી જ છે કે તેમને એક જ ભાષા નથી આવડતી—ને તે તેમની પોતાની ભાષા!'

### ગેલિક સંઘની સ્થાપના

આ ઊણપ પૂરી પાડવા છેવટે સન ૧૮૯૩માં ડબ્લિનમાં ગેલિક સંઘ (લીગ) સ્થાપવામાં આવ્યો. તેનો મુખ્ય હેતુ આયરિશ ભાષા અને સાહિત્ય, આયરિશ સંગીત અને કલા, તેમજ જૂના આયરિશ હુન્નરઉદ્યોગને સજીવન કરી તેને ખીલવવાનો અને તેનો પ્રચાર કરવાનો હતો:—અર્થાત્ રાષ્ટ્રીય અસ્મિતા, રાષ્ટ્રીય સ્વમાન, રાષ્ટ્રીય અભિમાન ને રાષ્ટ્રીય સંપત્તિ ખીલવવાનો હતો. આ સંઘના વિધાયકો જુદાજુદા પંથના અને જુદાજુદા રાજકીય મતના હતા. તેથી બહુ જ ડહાપણ ને દૂરઅંદેશી વાપરીને ધર્મ તેમજ રાજનીતિના સવાલો સંઘના કાર્યમાંથી બાતલ રાખવામાં આવ્યા. સમગ્ર રાષ્ટ્રીય ઇમારત તેની પુરાણી મીઠી જબાન પર જ રચાવો જોઈએ એમ સમજી જઈને તેમણે પહેલાં વરસોમાં તો તેના પર જ સામટો મારો ચલાવ્યો.

આયર્લૅન્ડમાં કોઈ કરોડપતિઓ કે રાજામહારાજાઓ લાખો રૂપિયા આપે એમ નહોતું. તેથી ઘણા શિક્ષકો અને ઉત્સાહીઓએ પોતાનો પાઈપૈસો આપીને જ નાનું ભંડોળ એકઠું કર્યું, ને તે મોટી શાળાઓ કે કૉલેજો ચલાવવામાં વેડફી નાખવાને બદલે તે વડે તેમણે રોજ સાંજના નવરાશના વખતે ગેલિક ભાષા શીખવવાના વર્ગો ખોલવા માંડયા. તેની સાથે ગેલિક સાહિત્યનાં રત્નો ગેલિકમાં ને અંગ્રેજીમાં ધીમેધીમે આ સંઘે પ્રકટ કરવા માંડયાં. ગેલિક સંગીતની ઝડીઓ પણ આ વર્ગોમાં ને અઠવાડિક સભાઓમાં જાગવા લાગી. આથી જેમ ગેલિકની મોહિની ફેલાતી ગઈ તેમ વર્ગો દેશમાં વધવા લાગ્યા ને સંઘની આવક પણ વધવા લાગી. પછી ઉનાળાની લાંબી રજાઓ દરમ્યાન આવા અઠવાડિયા, પખવાડિયા કે મહિના માટે જુદાજુદા વિદ્યાર્થીઓની ટુકડીઓ માટે જુદેજુદે રમણીય ને ઐતિહાસિક સ્થળે વર્ગો અને સભાઓ ને ઉત્સવો

ગોઠવાતા ગયા સવારે ને બપોરે વિદ્યાર્થીઓ ગેલિક ભણે, કે સાહિત્ય વાચે ને વિદ્વત્તાભર્યાં ભાષણો સાભળે, ને સાજે રાષ્ટ્રીય રમતો ખેલે ને રાષ્ટ્રીય સગીત, નાટક, નાચની રમઝટ જમાવે

થોડા વરસમા તો ગેલિક સઘે 'રોશનીની તલવાર' નામનુ અઠવાડિક પત્ર—અગ્રેજી અને આયરિશ—બન્ને ભાષામા પ્રગટ કરવા માડ્યુ અને એમ કરીને વળી દેશભરમા પ્રચારકાર્ય આગળ ધપાવ્યુ તેની સાથે આયરિશ ભાષામા પુસ્તકો પણ સપાટાબધ પ્રકટ કરવા માડ્યા અને 'ગેલતખ્ત' નામે ઓળખાતા છેક પશ્ચિમના જે ડુગરાળ ગરીબ મુલકમા હજી આયરિશ ભાષા બોલાતી હતી ત્યા ઊન કાતવાવણવાના ને બીજા ઘરગથ્થુ ઉદ્યોગને સજીવન કરવાને સઘે પ્રયાસો આદર્યા

આવુ કાર્ય પાચેક વરસ ચાલ્યુ તેટલામા તો આ સસ્થાએ આખા દેશની આમપ્રજા પર ને ખાસ કરીને ઊછરતા જુવાન વર્ગ પર ઘણી જ ઊડી છાપ પાડવા માડી ગેલિક સઘ સ્થપાયો ત્યારે પિયર્સની ઉમર માત્ર ૧૪ વરસની હતી તેથી તે ને તેના જેવા કુમારોના દિલ નવા રાષ્ટ્રીય રગથી બરાબર રગાયા

સન ૧૮૯૮મા વુલ્ફ ટોનના વીરવિગ્રહની શતાબ્દિનો ઉત્સવ આખા દેશમા ખૂબ ઉત્સાહ અને પૂરા દમામથી ઊજવવામા આવ્યો તેથી વળી નવા રાષ્ટ્રીય અગ્નિમા વધારે ઘી હોમાયુ પરિણામે, એક ખાસ આર્થર ગ્રિફીથ્સે—જે પછીથી પ્રમુખ ડી વેલેરાનો મુખ્ય મદદનીશ બન્યો અને નવા આયરિશ પ્રધાન-મડળનો પહેલો પ્રમુખ બન્યો તેણે—'સયુક્ત આયરિશ સઘ' નામનુ અઠવાડિક પત્ર પ્રકટ કરવા માડ્યુ અને ૧૯૧૬માં પિયર્સની સાથે કુરબાની કરનાર જેમ્સ કોનોલીએ 'આયરિશ પ્રજાસત્તાક સમાજવાદી પક્ષ'ની ને પત્રની સ્થાપના કરી

## પ્રચંડ માનસિક પરિવર્તન

આ સદીની શરૂઆત થઈ ત્યા સુધીમા તો ગેલિક સઘે દેશભરમા ચુપકીથી પ્રચડ માનસિક પરિવર્તન ઉપજાવ્યુ આયરિશ લોકો સસ્કારદષ્ટિએ વર્ણસંકર મટીને સર્વાંગે રાષ્ટ્રીય બનવા લાગ્યા આયરિશ ભાષા અને સાહિત્યની મારફત તેમના દિલ રાષ્ટ્રીય સસ્કૃતિના મૂળથી માડીને તે છેક સાપ્રત કાળ સુધીના પ્રજાના સમગ્ર ઇતિહાસની ચડતીપડતી સાથે—તેના પ્રચડ વિજય અને કારમા પરાજય સાથે, તેમની સુખદુ ખ અને આશા-નિરાશાની હૃદયભેદક ગાથા સાથે, તેની કવિતા અને સગીત, કલા અને કારીગીરી સાથે, દેશની ઇતિહાસપ્રસિદ્ધ નદીઓ અને પર્વતો, રાજ્યમહેલો અને ખડિયેરો, ઝાડ અને જગલો સાથે—અર્થાત્ એ પ્રાચીન દેશની તસુએ તસુ જમીન સાથે અને સર્જન-જૂની પ્રજાના હૃદય અને નાડીના એકેએક ધબકારા સાથે એકતાન થઈ ગયા આ ભૂતકાળના જીવન અને કવનના ચિત્રમા અનેકવિધ રગ જેમ પુરાતા ગયા તેમ તેની સાથે સગાગ રહેલા પ્રજાહૃદયના તાર વીજળીક વેગથી ઝણઝણી રહ્યા અને ધર્મ કે જાતિના કોઈ પણ ભેદથી વિહોણા—છતા એક નવા ક્ષાત્રધર્મસમા—શુદ્ધ સુરત અને સગુણિયા રાષ્ટ્રધર્મનો દેશભરમા ઉદય થયો

સન ૧૯૦૫મા આ નવા સ્વાશ્રયી અને સ્વાભિમાની રાષ્ટ્રીયત્વનો આવિર્ભાવ રાજ્યપ્રકરણમા થયો, ત્યારે તેને 'શીન ફેઈન' નામ આપવામા આવ્યુ છતા તેના પિતારૂપ ગેલિક સઘ તો 'શીન ફેઈન'થી અળગ રહીને કામ કર્યે ગયુ અને પિયર્સ જેવા ગેલિક લીગના કેટલાક અમલદારો તેમજ કૉનોલી જેવા કામદાર નેતાઓ પોતપોતાના પથે પળતા ગયા

સન ૧૯૦૮મા પિયર્સે 'સત એડા' નામની રાષ્ટ્રીય શાળા

સ્થાપી. તેની ઉત્પત્તિ ને વિકાસ વિશે તેના સ્થાપકના જ લેખો આ પુસ્તકમા રજૂ કરવામાં આવ્યા છે

સન ૧૯૧૩મા રાષ્ટ્રીય ભાષાશિક્ષણનો લગભગ ચૌદ વરસનો અનુભવ લીધા પછી ૩૪ વરસની વયે 'ગુલામીની ચરખો' એ મથાળા નીચે જે લેખો લખીને પિયર્સે સરકારી શિક્ષણ-પદ્ધતિની સખત જડતી લીધી, તે પણ આ પુસ્તકમા અગ્રસ્થાને રજૂ કર્યા છે

## 'શીન ફેઇન'નો વિજય

સન ૧૯૧૪મા લડાઈ ફાટી નીકળી સન ૧૯૧૬ના ઇસ્ટરમા ચુનદા આયર્લેન્ડ શૂરાઓએ સરકારની સામે બડ જગાવ્યુ તેની સરદારીની ગભીર જવાબદારી રાષ્ટ્રવાદી પિયર્સે અને સમાજવાદી કોનોલીએ મળીને લીધી સાત દિવસ સુધી સરકારી બદૂકોનો મારો ચાલ્યા પછી એ બડ તો ખતમ થઈ ગયુ ને પિયર્સ, કોનોલી, બીજા અનેકોની સાથે ગોળીબાર થયા પણ ઇતિહાસ આજે સાક્ષી પૂરે છે કે આવા બત્રીસ લક્ષણાના બલિદાનથી જ સમગ્ર પ્રજા આળસ મરડીને છેવટે વીરરસે રગાઈ—સન ૧૯૧૮ની ચૂટણીમા 'શીન ફેઇન'ના રાષ્ટ્રીય પક્ષનો ચમત્કારિક વિજય થયો—૧૯૨૦–૨૧ની મરણિયા લડાઈ દેશભરમા ફાટી નીકળી ને હજારો સ્ત્રીપુરુષોએ પોતાના જાનમાલ ફના કર્યા—છેવટે, ૧૯૨૧–૨૨મા ઇગ્લડની સરકારને થોડુંઘણુ નમતું આપીને આયર્લૅન્ડના 'ગેરકાયદેસર મંડળના સભાસદો' સાથે સંધિ કરવાની ફરજ પડી. ને તેથી જ આજે આખા દક્ષિણ આયર્લૅન્ડમા નથી એક બ્રિટિશ સિપાઈ કે ગોલ્જર, નથી અંગ્રેજી અમલદાર કે વાવટો, અને સરસ્થાનો જેવુ મર્યાદિત સ્વરાજ ત્યા વર્તે છે તેમજ ડી વેલેરા જેવો ૧૯૧૬નો બડખોર આજે ડબ્લિનના રાજ્યમહેલમાં બેસીને ડાઉનીંગ સ્ટ્રીટના તુમાખી રાજ્યાધીશોને વખતોવખત તોબા પોકરાવે છે

આજે આયર્લૅન્ડમા અનેક મતભેદ પ્રવર્તે છે—અનેક આર્થિક અને રાજકીય લડતો પણ ચાલે છે છતા સર્વે કબૂલ કરે છે કે જો આશરે ૪૦ વરસ પર ગેલિક સંઘની સ્થાપના કરીને તેમના પૂર્વજોએ રાષ્ટ્રીય ભાષા, સાહિત્ય અને ઇતિહાસને સજીવન કર્યા ન હોત, તો આજના જેટલો પણ રાષ્ટ્રીય વિજય થયો ન હોત આનો ચોખ્ખો પુરાવો તો એ છે કે હવે નવી રાષ્ટ્રીય સરકારે દેશની સર્વે શાળાઓમા રાષ્ટ્રીય ભાષાનુ શિક્ષણ ફરજિયાત બનાવ્યુ છે અને રાષ્ટ્રીય સાહિત્યના પ્રકાશન માટે એક સુવ્યવસ્થિત ખાતુ ખોલ્યુ છે ગઈ સદીની આખરે છેક મૃતપ્રાય થયેલી રાષ્ટ્રીય ભાષાનો આમ ઉદ્ધાર થવા માડ્યો છે તેથી હવે ખાતરી થાય છે કે જ્યા સુધી વીકલો ને મેકગિલકડીની પર્વતમાળાઓ આયર્લૅન્ડમા મોજૂદ રહેશે ને શેનન અને લીફી નદીના નીર વહેશે ત્યા સુધી રાષ્ટ્રીય ભાષા એ નાના છતા પ્રતાપી દેશમા અચળ સામ્રાજ્ય ભોગવશે

## પિયર્સની પિછાન

હવે નૂતન આયર્લૅન્ડના છેલ્લા બે મુખ્ય વિધાયકોમાંથી એકની—પેટ્રીક પિયર્સની પીછાન કરીએ. ૧૯૧૬ના રાષ્ટ્રીય બળવાના મુખ્ય આગેવાનનું પૂરું જીવનચરિત્ર ઉતારવાને તો ફ્રેંચ લેખક લ રૂની માફક મોટો ગ્રંથ લખવો પડે. અત્રે તો તેના રાષ્ટ્રીય ભાષાશિક્ષણ વિશે આગળ ઉતારેલા વિચારો સમજવા પૂરતી જ તેની જીવનયાત્રા પર નજર ફેરવીશું.

### જન્મ

સન ૧૮૭૯ના જે પુનિત વરસમાં માઇકલ ડેવીડે આયર્લૅન્ડના ખેડૂતોની જંગી લડત શરૂ કરી તે જ વરસમાં પિયર્સનો જન્મ ડબ્લિનમાં ગ્રેટ બ્રન્સ્વીક સ્ટ્રીટમાં (જે હવે પિયર્સ સ્ટ્રીટ નામે ઓળખાય છે તેમાં) નવેમ્બર માસની દસમી તારીખે થયો હતો. નસીબની એ કોઈ અજબ બલિહારી કહેવાય કે અંગ્રેજ સલ્તનતની સામે આ સદીનું પહેલું બંડ જગાવનાર મરદનો બાપ જેમ્સ પિયર્સ ખુદ ઇંગ્લંડના ડેવનશાયર જિલ્લાનો જ મૂળ વતની હતો. ડેવન અને કોર્નવોલની પ્રજા હજી પણ કેટલેક અંશે—આયર્લૅન્ડમાં

આખરે વસેલી સેલ્ટીક જાતની રહી છે અને તેનામા આ પ્રજાની પ્રાચીન દંતકથાઓ અને ભેદી માન્યતાઓ હજી પણ મોજૂદ છે. તેથી કે પછી ગમે તે કારણથી, જેમ્સ પિયર્સ આયર્લૅન્ડમાં આવીને વસ્યો ત્યારથી તેને પોતાના વતનની માફક ચહાતો હતો એટલુ જ નહિ પણ ઈંગ્લંડની ચાલુ રાજનીતિ વિરુદ્ધ ઘણા કડક વિચાર ધરાવતો હતો. 'આયર્લૅન્ડ તરફ ઇગ્લંડની ફરજ વિશે એક અંગ્રેજના વિચારો'—એ નામનું એક નાનું પુસ્તક પ્રકટ કરીને તેણે આયર્લૅન્ડના સ્વરાજ્ય ( હોમ રૂલ )ના સવાલને, ધર્મના ઝગડાને બાજુએ મૂકીને શુદ્ધ રાજકીય દૃષ્ટિથી રજૂ કર્યો હતો. બાકી તો તે કબરો પર સ્મરણસ્તંભો ઘડવાકોતરવાનુ શિલ્પકામ કરતો હતો અને તેમાં સારા પૈસાટકા તેણે પેદા કર્યા હતા.

તેની પહેલી સ્ત્રી બે બાળક મૂકીને ગુજરી ગઈ, તે પછી આયર્લૅન્ડના ભીતરમાં આવેલા મીથ પરગણામાં જન્મેલી માર્ગરેટ બ્રેડી નામની સન્નારીને તે પરણ્યો. આ લગ્નથી તેને ચાર છોકરાં થયાં—બે છોકરા ને બે છોકરી. તેમાં પેટ્રીક પિયર્સ સૌથી મોટો હતો. તેનો નાનો ભાઈ વિલિયમ—જેને આપણે વિલી કહીશું—તે બે વરસે નાનો હતો. બન્ને ભાઈઓને બાળપણમાં 'ખ્રિસ્તી બિરાદરોની' શાળામાં મૂકવામા આવ્યા ત્યારથી જ પિયર્સનાં લક્ષણ પરખાવા માંડ્યા. પહેલેથી જ તે ભણવામાં ઘણો ગભીર, મહેનતુ અને એકાગ્ર ચિત્તનો હતો. તે દેશી રમતોમાં એક્કો થઈ ગયો. પણ મોટે ભાગે પોતાના ભાઈ વિલીની જ સોબત સેવતો. ત્યારથી તે જીવનભર તેમની બેલડી અજોડ જ રહી તેઓ મર્યા તે પણ દેશને કાજે, લગભગ એક સાથે જ,—માત્ર એક જ દિવસનુ અંતર પડ્યું.

## બાળપણ

તેના બાળપણનાં વરસોમા આયર્લૅન્ડમાં જમીનની લડત

ગાજતી તેમ લડનમા હોમરૂલ માટે રસાકસી ચાલતી ખાસ કરીને હોમરૂલના ગગથી બાળક પિયર્સ ખૂબ ગગાયો એક વાર પાર્લામેન્ટની ચર્ચાનુ પરિણામ જાણવાને તે એટલો બધો તલપાપડ થઈ ગયો કે હાથમા એક પેની લઈને છાપુ લેવાને મોટા ટોળામાથી મહામુસીબતે જોશથી સરી ગયો હતો સાત વરસનો હતો ત્યારે ઘરમા લીલો વાવટો લઈને ખુરશી પર ચડી જતો ને ગાતો

હોમ રૂલ ને આઝાદી
છે એ અમારી માગ,
ઓછુ કઈયે ના ખપે
આયરિશ અજા સુજાણુ

હોમરૂલ પક્ષનો આગેવાન પાર્નેલ સન ૧૮૯૦મા મૃત્યુ પામ્યો ત્યારે પિયર્સ ૧૧ વરસનો હતો તે દિવસે નિશાળમા આવતા વેંત તેનો મહેતાજી ભભડી ઊઠ્યો "છેવટે પાર્નેલ મૂઓ—સાલો બદમાશ!" આ સાભળીને ગમગીન પિયર્સનુ લોહી ખૂબ તપી ગયુ

પણ ત્યા સુધીમા તો જે ડુક્રી બાની વાતો વિશે પિયર્સનુ લખાણ આગળ વાચવામા આવશે તેણે તેને ઘણુયે સાચુ રાષ્ટ્રીય શિક્ષણ આપી દીધુ હતુ તે બાઈ તેની માની દૂરની કોઈ સગી હતી તેણે તેની આખે છેક ૧૮૪૭-૪૮ના ભયકર દુષ્કાળનાં દૃશ્યો, ૧૮૪૮ની તરુણ આયર્લૅન્ડની લડત અને ૧૮૬૭ની ફેનિયનોની ચળવળ નિહાળી હતી વળી તેણે ૧૭૯૮ના વુલ્ફ ટોનના અને એમેટના ૧૮૦૩ના બડની કથાઓ, નજરે જોનાર પાસેથી સાભળી હતી આ બધી વીરરસભરી કહાણીઓ પિયર્સના કાનમાં રેડીને આ ડુક્રીએ તેના શુદ્ધ ક્ષત્રિય હૃદયને ઘણો પાનો ચડાવ્યો. વળી તેણે ફીન અને કુહાનનની—હિંદુઓના રામાયણમહાભારત સમી—પ્રાચીન વાતો પણ વખતોવખત સભળાવી પરિણામે,

આયર્લેન્ડના ઇતિહાસની, સદાન લડતી અને સદાય ભવ્ય, વિરાટ મૂર્તિ પિયર્સની કલ્પના આગળ ઝળકવા લાગી આ વીર મૂર્તિને સદાય નજર આગળ રાખીને જ પિયર્સ જીવ્યો —ને તે મૂર્તિના આથમતા તેજને ઝળકાવવાને જ છેવટે તેણે પ્રાણ આપ્યા

## આયરિશનો અભ્યાસ

છતા બાળક પિયર્સે પ્રાચીન કાળની કલ્પનાઓમા જ પોતાનુ મગજ ગુમાવ્યુ નહિ તેનુ હૃદય દેશભક્તિથી ધમ વા લાગ્યુ પણ તેનો પ્રેમ કદીયે આધળો નહોતો ભૂતકાળની વાતો સાભળીને તે ભવિષ્યની તૈયારીઓ કડે કરેજે ને કારમા નિશ્ચયથી કરવાને જ પ્રેરાતો તેથી પ્રથમ તો જે થોડુઘણુ આયરિશ જ્ઞાન તેણે પેની બાઈ પાસેથી મેળવ્યુ હતુ તે પાકુ કરવાને પિયર્સે અગિયાર વરસની કાચી વયે કમર કસી પણ આખા દેશમાથી લગભગ નાબૂદ થયેલી જે રાષ્ટ્રીય ભાષા ઘરમા બજારમા કે નિશાળમા કોઈ બોલતુ નહોતુ તે ભનભના વિદ્વાનોને પણ ગ્રીક અને લાટિન ફ્રેંચ કે જર્મન કરતા પણ જે વધારે અપરિચિત હતી તે શીખવે કોણ અને શીખવી કેવી રીતે ? ઘણી દિશામા ફાફા માર્યા પછી તેણે 'આયરિશ ભાષા સંરક્ષકમંડળ' નામની એક નવીસવી સંસ્થાએ પ્રગટ કરેલુ વ્યાકરણ અને પુસ્તકો ખરીદ કર્યા અને એકલો બેસીને ખતથી તેનો અભ્યાસ કરવા મડી ગયો થોડા વરસમા—સન ૧૮૯૩મા 'ગેલિક સઘ' સ્થપાયો, એટલે તેને આયરિશ ભાષાના અભ્યાસમા સંગીન મહાય મળવા માડી આમ પંદરેક વરસનો થયો ત્યા સુધીમા તો તે આયરિશમા એક્કો થઈ ગયો અને મૂળ પુસ્તકોમાથી આયર્લેન્ડની પુરાણી વીરવાતો અને અર્વાચીન ઇતિહાસ વાચવા ને રટવા લાગ્યો

પિયર્સ જે શીખે, વાચે ને વિચારે તે સધુ વિલીને કહે

નાનો ભાઈ ઘણો ભોળો ને ક્લારમિક હતો. તેની આખો આગળ આયર્લૅન્ડના ઇતિહાસના પાના ખૂલતા ગયા, તેમ તે દરેક વીર-કથાના નાયકને સ્થાને મોટા ભાઈને જ કલ્પતો. પિયર્સની કલ્પના પણ આ કથાઓથી એટલી બધી સળગી હતી કે તે પોતે દેશના બધાયે વારાફેરાનો સાક્ષી હોય ને વિલીની સાથે બધી લડતોમા ભાગ લેતો હોય એમ કલ્પતો. આમ બન્નેની બુદ્ધિ અને દિલ અજબ રીતે એકતાન થયા—ને બન્ને ભવિષ્યની ગાથાના નાયકો થવાનાં સ્વપ્ના રચવા લાગ્યા.

## પ્રતિજ્ઞા લીધી

એક દિવસ મોડી રાતે પિયર્સ ઓરડામા દાખલ થયો ત્યારે વિલી પથારીમા સૂઈ ગયો હતો. પિયર્સે પૂછ્યુ "કેમ! નાના! ઊંઘી ગયો કે?"

વિલી "ના ભાઈ! કઈ જોઈએ છે?"

પછી બન્ને પથારીમા બેઠે બેઠે વાતોએ ચડ્યા. ઓચિંતો પિયર્સ પથારીમાથી કૂદકો મારીને જમીન ઉપર ઊભો રહ્યો અને નાના ભાઈને વહાલથી ભેટી પડ્યો. પછી બોલ્યો

"નાના! આયર્લૅન્ડ કમનસીબ છે, દુભાય છે. આપણા દેશતો અને બીજા દેશબાધવો જેનમા સડે છે. આપણુ બધુ બળજબરીથી હરીને અંગ્રેજો તાગડધિન્ના કરે છે. આયરિશો ભના છે ને અંગ્રેજો!—ખેર, બધા કઈ બગાન નથી . . ." ને અહીંયા તેનો અવાજ થડકવા લાગ્યો. "ઈશ્વર તો બેઈમાન છે. તારી ને પ્રભુની સમક્ષ હુ નોગન લઉ છુ કે હુ આયર્લૅન્ડને છોડાવીશ, નહિ તો લડતેલડતે મરીશ."

"ને તમારી સાથે હુ પણ" વિલી બોલી ઊઠ્યો.

"ઠીક ત્યારે, નાના! આપણે જૂના વખતના ક્ષત્રિયોની માફક પ્રતિજ્ઞા લઈએ."

વિલી ઊભો થયો. પિયર્સ ઘૂંટણે પડ્યો ને હાથ જોડી બોલ્યો: "હું ઈશ્વર ને નાનાને સાક્ષી રાખીને સોગન લઉં છું કે......'

આ પ્રતિજ્ઞાના પૂરા શબ્દો કંઈ જડ્યા નથી, પણ સહેલાઈથી વરતી શકાય એમ છે. પછી પિયર્સ ઊભો થઈને વિલીને ભેટવા જતો હતો તેવામાં વિલી ઓચિંતો ઘૂંટણે પડ્યો અને બોલ્યો:

"ને હવે ભાઈ! મારા સોગન! તમે સાંભળો."

તેણે પણ તે જ સોગન લીધા. પછી બન્ને બાળકો ખૂબ સ્નેહથી ભેટીને ઘસઘસાટ ઊંઘી ગયાં. તેમની માતા અને બીજાને થોડા દિવસ પછી બધી વાતની ખબર પડી. તેમને તેનો અર્થ પૂરો સમજાયો કે નહિ તે તો કોણ જાણે! કદાચ તેમને ભવિષ્યની યાતનાની કંઈક ઝાંખી થઈ હશે. તેમણે સ્નેહનાં આંસુ તો સાર્યાં!

૧૬ વરસની નાની વયે તો પિયર્સ માધ્યમિક શાળામાં ભણતે ભણતે શીખવવાનું કામ કરીને બે પૈસા કમાતો પણ થયો. ને ત્યાં સુધીમાં તેના દિલમાં રાષ્ટ્રીય જ્યોત એટલા જોરથી સળગી હતી કે તે જ વરસમાં તેણે રાષ્ટ્રીય સાહિત્યના સવાલ પર ત્રણ વ્યાખ્યાનો આપ્યાં. તે એટલાં વખણાયાં કે બીજે જ વરસે તે ભેગાં પ્રકટ થયાં. તેવામાં જ સન ૧૮૯૬માં તેણે 'નૂતન આયરિશ સાહિત્ય સમાજ'ની સ્થાપના કરી, ને તે ચાલુ રહી ત્યાં સુધી પોતે જ તેનો સૂત્રધાર રહ્યો.

છેવટે પિયર્સનું કૉલેજનું ભણતર પણ પૂરું થયું. સન ૧૯૦૧માં તે બી. એ.ની પરીક્ષામાં પસાર થયો. પછીના વરસમાં તે બી. એલ.ની—વકીલાતની પરીક્ષામાં પસાર થયો. આમ છતાં પણ તેનું દિલ તો રાષ્ટ્રીય ભાષાસાહિત્યના રંગથી એટલું બધું રંગાયું હતું કે તેણે આ વરસો દરમ્યાન કૉલેજમાં આયરિશ શીખવવાને વર્ગો ચલાવ્યા અને ભલભલા વિદ્વાનો આગળ ડાવકાં ભાષણો આપ્યાં

દરમ્યાન વિલી ઉસ્તાદ શિલ્પકલાકાર થઈ ગયો અને પિતાના અવસાન પછી ઘરનો ધંધો તેણે જ સંભાળી લીધો.

### ત્રણ નિર્ણયો

આમ સન ૧૯૦૨માં પિયર્સ જીવનને આંગણે આવીને ઊભો તે પછી ક્રમેક્રમે તેણે ત્રણ નિર્ણય કર્યા. (૧) દ્વિભાષી—અર્થાત્ આયરિશ ને અંગ્રેજીમાં—વર્તમાનપત્ર ચલાવવું; (૨) આયરિશ ને અંગ્રેજીમાં એક માધ્યમિક શાળા ચલાવવી; અને (૩) આયર્લૅન્ડમાં એક રાષ્ટ્રીય સ્વયંસેવક સૈન્ય જમાવવું અને દેશની સ્વતંત્રતાની લડતમાં યાહોમ કરવું.

આમાંની પહેલી બે મુરાદમાં તો દેશના જુવાનો અને પ્રજાવર્ગને અંગ્રેજી બનતા અટકાવીને મન, વાણી ને જીવનમાં પાકા આયરિશ બનાવવાનો હેતુ હતો. ત્રીજી મુરાદ આયર્લૅન્ડને સ્વતંત્ર બનાવવાની હતી. આ ત્રણે મુરાદ પાર પાડીને આયર્લૅન્ડને ખરેખરું રાષ્ટ્રીય તેમજ સ્વતંત્ર બનાવવાને તે તલસતો હતો.

સન ૧૯૦૩માં થોડા મહિના પિયર્સે વકીલાત કરી હતી એ જાણીને નવાઈ થાય છે. કારણકે વકીલો માટે તેને હમેશાં ઘણો હલકો અભિપ્રાય હતો. છતાં જે એક કેસમાં તેણે પહેલે જ સપાટે નામના મેળવી તેમાં પણ ગામડી ગાડાં પર આયરિશ ભાષામાં પોતાનાં નામ લખવાનો હક ખેડૂતોને અપાવવાને જ તે લડ્યો હતો. પણ વકીલાતનું પ્રકરણ ખૂલ્યું તેવું જ બંધ થઈ ગયું ને તરત જ પિયર્સ પોતાની જિંદગીના ધોરી માર્ગે પડી ગયો.

### *જિંદગીના ધોરી માર્ગે*

તે જ વરસમાં 'તેજની તલવાર' નામના ગેલિક સંઘના બન્ને ભાષામાં પ્રકટ થતા પત્રનો તે તંત્રી નિમાયો. આમ ઓચિંતી એની પહેલી મુરાદ તરત પાર પડી. સાથે સાથે ગેલિક સંઘના

પુસ્તકપ્રકાશન ખાતાનો મંત્રી પણ તે નિમાયો આમ ભાવતુ હતુ તે વૈદે કહ્યું! આ મંડળમાં ઘણા વરસથી તે જોડાયો હતો ને હવે તેની ઊંચી લાયકાત પારખીને યોગ્ય કાર્ય તેને સોંપાયુ. પિયર્સે પાંચછ વરસ સુધી આ હોદ્દા આબાદ રીતે ગોભાવીને દેશભરમાં ઝળકતી કીર્તિ મેળવી. આ વરસોમાં તેણે ઘણી કવિતાઓ, વાર્તાઓ અને નાટકો આયરિશમાં લખ્યાં ને તેનાં ભાષાંતર પણ પ્રકટ કર્યાં બધુ કામ ઘણી જ કાળજીથી અને ચકાઈથી કરવાની તેને ટેવ હોવાથી બન્ને ભાષામાં તેના લખાણો ઘણાં લોકપ્રિય થયાં તેમ વિદ્વાનોમાં પણ પકાયા. છતાં આવુ શુદ્ધ સાહિત્યનુ બધુ કામ કરતે કરતે પણ ઉંડેટની રાષ્ટ્રીય ને રાજકીય નેમ તે કદી વિસર્યો નહોતો. ને ભાગ્યે તેનું કોઈ એવુ લખાણ જડશે કે જેના ઉપરઉપરના મી'ા શબ્દોની પાછળ રાષ્ટ્રીય આવેશ પારખી ન શકાય

## 'સંત એંડા'ની સ્થાપના

બરાબર પાંચ વરસ પછી—સન ૧૯૦૮માં પિયર્સે પોતાની બીજી નેમ પાર પાડી. પણ રાષ્ટ્રીય શિક્ષણનું કોઈ તૈયાર મળી તેને તૈયાર ગાદી પર બેસાડે એમ નહોતુ તેથી તેણે અપાર સાહસ કરીને પોતાની જ હિંમત પર ને પોતાને જ પૈસે 'સંત એંડા'ની શાળા ઉઘાડી ગેલિક સંઘના પત્રમાં તેણે અનેકવાર રાષ્ટ્રીય કેળવણીની ભાવનાઓ પ્રકટ કરી હતી તે હવે સપાટાબંધ તેણે અમલમાં મૂકવા માંડી. આ શાળાની ભાવનાઓ, કાર્યવાહી અને સફળતા વિષે તેના મૂળ સ્થાપકના પાંચ લેખો આગળ પ્રકટ કર્યા છે એટલે અત્રે વધુ લખવાનું રહેતું નથી

પિયર્સના રાજકીય જીવન તરફ વળતાં પહેલાં તેના એક અનેરા શોખનો ચિતાર આપવો જોઈએ. તે નાનો બાળક હતો

ત્યારે તેના માબાપ સાથે તે કોનોટ પ્રાંતની પાર આવેલા ડુંગરાળ આરન ટાપુની સફરે ગયો હતો (હમણા જ તે ટાપુના વતનીઓ વિશે અદ્ભુત ચિત્રપટ પકાયું છે) તે કોનોટ ને આરનમા હજી આયરિશ ભાષા બોલાતી હતી—ને ગામડી લોકો હજી રીતભાત ને પહેરવેશમા પૂરેપૂરા આયરિશ રહ્યા હતા, તે જોઈને તેના દિલ પર ઘણી ઊંડી અસર થઈ હશે કદાચ તે મુસાફરીના સ્મરણથી જ આરન ટાપુમા મહાભોગે ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરનાર સંત એંડાનું નામ પોતાની શાળાને તેણે આપ્યુ હશે

ગમે તેમ હોય, પણ તેના ટૂંકા જીવનના છેલ્લા લગભગ વીસ વરસ દરમ્યાન દર ઉનાળાની રજામા તે ઘણુંખરુ આટલાંટિક મહાસાગરના કિનારા પર આવેલા એ કોનોટ પ્રાંતમા જ દિલનો દિલાસો શોધવા ને શુદ્ધ ગષ્ટ્રીય કવિતાસાહિત્ય માટે પ્રેરણા મેળવવા જતો હતો ત્યાની વસ્તી કુદરતી રીતે ઘણી અભણ અને કંઈક વહેમી પણ હતી તેથી તેની સાથે દિલના તાર સાધતા તેને ઘણી મુસીબત પણ વેઠવી પડી હતી પણ તેણે લોકોની જ આયરિશ બોલી બોલવા માડી એટલે બધાં અંતર અળગા થઈ ગયા, ને પછી રોઝમન્મા તેણે એક નાની બંગલી બાંધી ત્યારે તેણે લોકોની સાથે પાકો ઘરોબો બાધી દીધો ત્યા ઘણીવાર તે એકલો જ આવતો—વળીવાર ભાઈને ને કોઈ વિદ્યાર્થીને પણ લઈ આવતો કલાકો સુધી તે આસપાસ નિર્જન ડુંગરોમા ફરતો ફરતો આયર્લૅન્ડના ઇતિહાસ પર ઊંડું મનન કરતો ને સાતસો વરસના અંગ્રેજી અમલ પછી પણ આ ગરીબડા મુલકમા આયર્લૅન્ડના અજેય સ્વર અને તેના દિલના સાચા ધબકારા સંભળાતા, તે માટે ઈશ્વરનો તે ઉપકાર માનતો

જેમ જેમ તેની રાષ્ટ્રીય શાળા વ્યવસ્થિત થતી ગઈ તેમ તેમ પિયર્સનું હૃદય તેની ત્રીજી રાજકીય મુરાદ પર એકાગ્ર થતું ગયું

આયર્લૅન્ડના સાહિત્ય ને ઇતિહાસના અમર સંદેશ તો તેણે પ્રજાને ને વિદ્યાર્થીઓને વરસો સુધી સભળાવ્યા હતા પ્રજાને હાડોહાડ રાષ્ટ્રીય બનાવવાને તેણે નેમો ને કાવ્યો, વાર્તાઓ અને નાટકો લખીને, પ્રચારકાર્ય કરીને તેમજ શાળા ચલાવીને બનતા પ્રયાસ કર્યા હતા કારણકે પ્રજાના દિલમા રાષ્ટ્રીય ભાષા ને સાહિત્ય, ઇતિહાસ ને સસ્કૃતિનો પાગલ પ્રેમ ન જાગે ત્યા સુધી કોઈ પણ ઉપરછલ્લા પ્રયાસોથી રાજકીય સ્વતત્રતા ન જ મળી શકે પણ હવે તો આયર્લૅન્ડની લગની ઘણાયે સિરાદરોને રગેરગ લાગી હતી— તેમની નાનીશી ટુકડીઓ જ્યાત્યા તૈયાર થઈ હતી તેથી તેમનુ એક પ્રચડ સૈન્ય બનાવીને તેને પ્રથમ સુપકીથી યોગ્ય તાલીમ આપવાને અને તે પછી તેમની સરદારી કરીને રણસગ્રામમા ચાડોમ કરવાને તે તૈયાર થયો

'સ્વાતંત્ર્ય સઘ'મા

આવી તૈયારીના ભણકારા પિયર્સના કાનમા વાગવા મડયા તે પહેલા કેટલાયે વખતથી તેને 'આઇરિશ પ્રજાસત્તાક સ્વાતત્ર્ય સઘ' નામના છૂપા મડળની પિછાન તો હતી પણ તેનો અચૂક નિયમ એવો હતો કે એક કામ બરાબર પાર પાડયા પછી જ બીજુ હાથમા લેવુ તેથી સન ૧૯૧૨ની આખરમા જ્યારે તેની શાળાની વાડી ફૂલીફૂલીને પૂરબહારમા ખીલવા લાગી ત્યારે જ તે ટીનમર તોગન લઈને આ સઘમા જોડાયો ત્યારથી તેણે શાળાનુ કામ કરતે કરતે પણ વધારે ને વધારે વખત આ સઘની છૂપી પ્રવૃત્તિમા ગાળવા માડયો અને રાષ્ટ્રીય સિપાઈની જાતે તાલીમ લઈને જોતજોતામા—સન ૧૯૧૩ની આખર સુધીમા—સઘની મુખ્ય કારોબારી સભાનો તે આગેવાન બન્યો.

ખરેખર આ વખતે આયર્લૅન્ડના ઇતિહાસની એક અમોલી પળ આવી પહોચી હતી. લડનની પાર્લામેન્ટના ભોંયપૂ પર

આયર્લેન્ડના હોમરૂલનો કાયદો ઘડાતો હતો તે પસાર થાય એવો પણ પૂરો સંભવ તે વખતે દેખાતો હતો તેથી વિરુદ્ધ ટોરી પક્ષે એક આબાદ પેતરો રચીને અલ્સ્ટરમા સર એડવર્ડ (હવે લૉર્ડ) કાર્સનની મારફત વિરોધી ચળવળ શરૂ કરી કાર્સને હોમરૂલના કાયદાનો વિરોધ કરવાને સન ૧૯૧૨ની આખરે જ એક સેના રચના માડી ને તેને શસ્ત્રાસ્ત્રથી ઉઘાડેછોગ સજવા માડી પછી આગળ વધીને કાર્સને પોતાનુ એનાયદુ સરકારનુ તંત્ર પણ રચ્યુ અને જાહેર કર્યું કે અલ્સ્ટરની પ્રજાની મરજી વિરુદ્ધ તેને ઇંગ્લંડથી જુદુ પાડીને આખા આયર્લેન્ડના સ્વતંત્ર તંત્ર સાથે જોડવામા આવશે તો તરત તેની નવી સરકાર અલ્સ્ટર પ્રાતનુ રાજતંત્ર હાથમા લઈને બ્રિટિશ મહાનતને વફાદાર રહેવાને માટે જ પાર્લામેન્ટના કાયદાની સામે બંડ જાહેર કરશે। આવા ઉપર-ઉપરથી રાજદ્રોહી—પણ અંદરખાનેથી પૂરેપૂરા વફાદાર—રાજકીય ને લશ્કરી પેંતરા ને પ્રવૃત્તિઓ જામતા ગયા તેને અટકાવવાને બ્રિટિશ સરકારે કઈ પગલા ન લીધા, તેથી દક્ષિણ આયર્લેન્ડની પ્રજા સમજી ગઈ કે આ તો તેને આટના વરસે મળતી ધૂળ જેટલી સ્વતંત્રતાનો હોઠ આગળ આવેલો પ્યાલો છીનવી લેવાની જ હરામી બાજી હતી

સન ૧૯૧૩ની આખી સાલ દરમ્યાન આ બધુ નાટક બરાબર નિહાળ્યા પછી આયરિશ રાષ્ટ્રનાયકોએ પણ અલ્સ્ટરના ઉઘાડા હુમલા સામે હોમરૂલના કાયદાની ચોકી કરવાના ઓઠા હેઠળ પોતાનું સ્વયંસેવક દળ રચવાનો નિર્ણય કર્યો તે વિશે વધી ચળવળ થયા પછી સન ૧૯૧૩ના નવેમ્બર માસમા ડબ્લિનમા એક જાહેર સભા ભેળવવામા આવી, ને તેમા આયરિશ સ્વયંસેવક સૈન્યમાં ભરતી કરવાને પ્રજાને જાહેર વિનતિ કરવામા આવી વ્યાસપીઠ પર મુખ્ય વક્તા પિયર્સ જ હતો તેણે તે દિવસે દેશની

સ્વતત્રતાની લડતની વીરહાક વગાડીને તેની આગેવાની લેવાનુ બીડુ ઝડપ્યુ પણ તેણે પોતે જ તે ભાષણમા જણાવ્યુ તે પ્રમાણે કયા સયોગોમા આખરી લડત લેવી પડશે તેની તેને પણ ખબર નહોતી

## અમેરિકાને પંથે

આમ ત્રીજી પ્રતિજ્ઞા પૂરી કરવાને પિયર્સ પૂરવેગથી આગળ ધમતો હતો તેવામા વળી તેને પોતાની વ્હાલી શાળાની વહારે ધાવાની ફરજ પડી શાળા મરમ ચાલતી હતી, પણ તેનુ ખર્ચ તો કદીએ તેની આવકમાથી પૂરુ થયુ નહોતુ ને પિયર્સનુ પોતાનુ ધન બધુયે સ્વાહા થયા પછી શાળાનુ દેવુ દર માસ વધ્યે જ જતુ હતુ ને આયર્લૅન્ડમા કોઈ લખપતિઓ કાઈ નાણા આપે એમ ન હોવાથી તેણે સન ૧૯૧૪ની શરૂઆતમાં અમેરિકાનો પથ લીધો ત્યા તેણે રાષ્ટ્રીય શિક્ષણ, પોતાની શાળા ને સ્વતત્રતાની લડત પર અનેક ભાષણો આપ્યા ને જોઈતા નાણા મેળવીને તે વરસની અધવચમા સ્વદેશ પાછો આવ્યો ત્યા જોન ડેવોય ને ઓ'ડોનોવાન રોસા જેવા દેશપાર થયેલા ૧૮૬૭ના બુઝર્ગ વીરનરોના દર્શન કરીને તે ઘણો જ ખુશી થયો ને તેમને પથે પળી હવે જીવનસર્વસ્વનુ બલિદાન આપવાને તનપાપડ થઈ ગયો

સન ૧૯૧૪ની શરૂઆતમા પિયર્સ અમેરિકામા હતો તે દરમ્યાન અલ્સ્ટરના બડખોરોએ જર્મનીથી હથિયારોનો મોટો ભડાર બેલ્ફાસ્ટમા ઉઘાડેછોક જમા કર્યો બ્રિટિશ અમલદારોએ બધુ જોતે છતે આખઆડા કાન કર્યા તેથી લાગ સાધીને દક્ષિણ આયર્લૅન્ડના સ્વાતત્ર્યસને પોકાર કર્યો ત્યારે આપણે સરકારની આખ નીચેથી હથિયાર કેમ ન લાવીએ ! પિયર્સ ડબ્લિનમા

દાખલ થયો કે તરત તેણે પણ ઉઘાડેછોક બને તેટલા શસ્ત્રાસ્ત્ર એકઠા કરવાનો ઉઘાડેછોક સર્વે બિરાદરોને હુકમ કર્યો ને વળી બેલ્ફાસ્ટનો દાખલો લઈને ડબ્લિને પણ જર્મનીથી જ હથિયારના બટાંગ સપાટાબધ છૂપી ને ઉઘાડી રીતે આયાત કરવા માડ્યા

પછી ઓગસ્ટ માસમા યુરોપમા જાદવાસ્થળી ફાટી નીકળી અગ્રેજ સરકારે તરત આયર્લન્ડમાથી ઘણા માણસો ભરતી કરવા માડ્યા આગળ મોટા યુરોપીય રમખાણ પ્રસગે—સન ૧૭૯૮મા ને ૧૮૪૮મા—આયર્લેન્ડે નાનામોટા બડ જગાવ્યા હતા તે ધ્યાનમા રાખીને પિયર્સે તરત એક લેખમા લખ્યુ "આપણી પેઢીના માણસો જે પળ માટે ઘણા વખતથી વાટ જોઈ રહ્યા છે, તે કદાચ આ લડાઈને અગે આપણને સાપડે તો હવે જોવાનુ એ રહે છે કે આપણા પૂર્વજોની માફક એ પળ પિછાનવાની બુદ્ધિ ને યોગ્ય સાહસ ખેડવાની હિંમત આપણને સાપડશે ખરી?—કે પછી સપૂર્ણ બલિદાન આપવાની હિંમત આપણામાથી કોઈમાયે નહોતી એમ ઇતિહાસને પાને લખાશે?"

## કોનોલીની સાથમા

પછી ઓક્ટોબર માસમા ડબ્લિનના મજૂરવર્ગનો પાવરધો આગેવાન જેમ્સ લારકીન (જેણે પોતાનો દીકરો પિયર્સની જ શાળામા ભણવા મૂક્યો હતો) અમેરિકા ગયો, એટલે તેનુ સ્થાન જેમ્સ કોનોલીએ લીધુ આગળ સૂચવ્યા મુજબ ડબ્લિનમા કોનોલી સન ૧૮૯૮થી કામદારસગઠ્ઠનનું કામ આગળ ધપાવ્યે જતો હતો સન ૧૯૧૩ની જગી હડતાલમા કોનોલીએ, લારકીનની સાથે રહીને ડબ્લિનના મૂડીદારો સામે જગી લડત ઘણી ધીરજ ને કુનેહથી ચલાવી હતી ને સન ૧૯૧૪ની આખરે આયર્લેન્ડના ઇતિહાસનુ નવુ પાનુ ઊઘડતું હતુ તે વખતે, કોનોલી અગ્ર

કામદાર સેનાનો એકનો એક આગેવાન જાહેર થયો તેથી કુદરતી રીતે તેના વિચારો, પ્રવૃત્તિઓ અને વલણ તરફ પિયર્સના શુદ્ધ રાષ્ટ્રીય પક્ષે બારીકાઈથી નજર નાખવા માડી બીજી બાજુ કોનોલીએ ઇતિહાસની અણમોલી પળ વર્તીને ડબ્લિનના શ્રમજીવીઓમાથી એક 'આયરિશ શહેરીઓનુ સૈન્ય' ભરતી કરવા માડ્યુ અને એ પણ જગજાહેર હતુ કે તેનો હેતુ કામદારોનુ આર્થિક હિત જાળવવાનો તેમ દેશની સ્વતંત્રતા માટે યોગ્ય પળે મેદાનમા ઝુકાવવાનો પણ હતો

આયર્લૅન્ડનુ એ અણમોલુ સદ્‌ભાગ્ય ગણાય કે પિયર્સ ને કોનોલી સ્વાભાવિક રીતે એકબીજાના સમાગમમા આવ્યા—મળ્યા તેવા જ અજબ સમસ્યાથી એકબીજાની ભાવના અને કાર્યપદ્ધતિનો મર્મ સમજી ગયા, ને પોતપોતાના ક્ષેત્રમા અલગ રહેવા છતા તેમના દિલ એકતાર થયા એ અજબ ઐક્યના તાર જ તેમને છેવટે ૧૯૧૬મા નસીબની વડીએ પોસ્ટ ઑફિસ પર સાથે જ ખેચી ગયા અને તે જ તારે તેમને થોડા દિવસને અતરે કોલ્મેનહામની જેલમા એક મોટી ઘોરમા સુવાડ્યા

પિયર્સ સ્વદેશી ભાષાસાહિત્યથી રગાયેલો ચુસ્ત રાષ્ટ્રવાદી હતો, કોનોલી આતરરાષ્ટ્રીય સમાજવાદી પક્ષનો સરદાર હતો છતા પિયર્સની નસમા મૂડીવાદનો પ્રેમ નહોતો એટલુ જ નહિ, પણ આયર્લૅન્ડની સદાયની કમભાગી ખાનાખરાબી અને ગરીબાઈનુ રટણ કરતો કરતો તે દેશના આમ ને ગરીબ વર્ગમા જ રાષ્ટ્રનુ સાચુ ધન નિહાળતો ત્યારે કોનોલીનુ દિલ દુનિયાના સર્વ દલિતો અને શ્રમજીવીઓના ઉદ્ધારને માટે જલતુ પણ તેની સાથે ઇતિહાસ ને સમાજવાદના ઊડા અભ્યાસ પરથી તેની ખાતરી થઈ ચૂકી હતી કે આયર્લૅન્ડને રાષ્ટ્રીય સ્વતંત્રતા મળશે ત્યારે જ તેનો કામદાર વર્ગ ખરી જાહોજલાલી ભોગવી શકશે બલ્કે તે તો એવા

નિર્ણય પર આવ્યો હતો કે આયર્લૅન્ડના પાછના ઇતિહાસમા બન્યુ છે તેમ ભવિષ્યમા પણ ગરીબ ખેડૂતો અને કામદારો જ દેશની મિલકતના સાચા માલિક હોવાથી તેઓ જ તેની સ્વતંત્રતાને માટે છેલ્લે સુધી પાછી પાની કર્યા સિવાય રણમા ઝૂઝશે આમ રાષ્ટ્રવાદી પિયર્સે કહ્યુ "આયર્લૅન્ડની સામાજિક ક્રાંતિ વિના તેની રાજકીય ક્રાંતિ અધૂરી જ રહેશે" ત્યારે સમાજવાદી કૉનોલીએ જવાબ આપ્યો "જ્યા સુધી રાષ્ટ્રીય ક્રાંતિ નહિ થાય ત્યા સુધી સામાજિક ક્રાંતિના ધારેલા ફળ નહિ મળી શકે" આમ બન્ને ભડવીરોએ હાથ મિલાવ્યા ને પોતપોતાના મંત્રીઓને અણી ટાણે સમયે એકત્ર કરીને લડતના મોરચા માંડવાની તૈયારીઓ કરવા લાગ્યા

## અગ્રેસરોમા મતભેદ

સન ૧૯૧૫નુ વરસ આગળ ધપતુ ગયુ તેમ આયરિશ અગ્રેસરોએ અમેરિકા અને જર્મનીથી પૈસા અને શસ્ત્રસામગ્રીની કેટકેટલી મદદ મળી શકે તેની તપાસ કરવાને છૂપી રીતે સર રૉજર કેસમેન્ટ અને પ્લંકેટને રવાના કર્યા પણ આ ચોકસી થયા પછી બ્રિટિશ સરકાર સામે કેવી રીતે લડત લેવી—એ મુદ્દાના સવાલ વિશે અગ્રેસરોમા કારમો મતભેદ પડ્યો છૂપી રીતે કામ લેતા સ્વાતંત્ર્ય મંડળની સમિતિએ તો શરૂઆતથી જ નિર્ણય કરી નાખ્યો કે લડાઈ પૂરી થતા પહેલા બને તેટલી વહેલી પળે સરકારની સામે જાહેર બંડ જગાવવુ ત્યારે તે નિર્ણયથી અજાણ રહેલા સ્વયંસેવક દળના અમલદારોનો એવો દૃઢ સંકલ્પ હતો કે આવા બંડમાં કંઈ જ સફળતા મળી ન શકે એમ હોવાથી સરકાર ફરજિયાત ભરતી કરવાના કંઈ આકરા પગલા ભરે તો સ્વરક્ષણ ખાતર જ છૂટકટૂટક (ગરીલા) લડાઈ શરૂ કરવી આથી છેક ૧૯૧૬ના મશહૂર બંડની તારીખ સુધી, સ્વયંસેવક દળમા જે

તકરારો અને ચર્ચાઓ થઈ ને સામસામા હુમલો દેશભરમા પ્રકટ થયા તેની વીગતોમા અત્રે ઊતરવાની જરૂર નથી અહીંઆ તો એટલુ જણાવવુ બસ થશે કે સ્વરક્ષણની નીતિના અનુયાયીઓ —મકનર હોબ્સન, પ્રો મેકનેલિ વગેરે—મવાળ કહેવાયા અને સાહસિક બળના હિમાયતીઓ—પિયર્સ, ટોમસ ક્લાર્ક વગેરે જહાલ કહેવાયા ને તેમનાથી અલગ રહેલા કોનોલીએ તો સરકાર ચેતી જાય તે પહેલા બને તેટલી ઝડપથી બળવો કરવાને સન ૧૯૧૫ના સાગરે વરસ દરમ્યાન ઉઘાડા, તીખા, તમતમતા લેખો લખવા માડ્યા જેથી જહાલ પક્ષનુ જોર દેશમા સપાટાબધ વધતું ગયુ

### ઓ-ડોવન રોસાનું મૃત્યુ અને નરઘમ

સન ૧૯૧૫ના જૂન માસમા સન ૧૮૬૭નો જૂનો ફેનિયન અગ્રેસર ઓ-ડોવન રોસા અમેરિકામા મરણ પામ્યો જહાલ પક્ષે તરત જ આ પ્રસગનો પૂરેપૂરો લાભ લેવાને એ બુઝર્ગનુ શબ આયર્લૅન્ડમા લાવીને પૂર દમામથી તેનુ સરઘસ કાઢવાનો અને તેના દફનની ક્રિયા કરવાનો નિર્ણય કર્યો છેવટે આ ક્રિયાઓ થઈ ત્યારે આખા દેશમા તેની ખરેખર વીજળીક અસર થઈ. રોસા વિશે પ્રકટ થયેલા એક ખાસ સ્મરણાર્જલિના પુસ્તકમા પિયર્સે લખ્યુ "રોસા સધા સમાધાનનો દુશ્મન હતો સમાધાનિયા લોકો સાથે તે સમનત નહોતો કરતો પાર્નેલ અને ડેવીડમા પણ તેને વિશ્વાસ નહોતો 'હોમરૂલ'ના ચળવળિયાને તે મૂરખ કે બદમાશ ગણતો આયર્લૅન્ડની પ્રજાને અને તેના પરાપૂરના રીતરિવાજને તે મહાન અને પવિત્ર ગણતો તેને જ તે નમન કરતો—તેની જ સેવાને તે સ્તુત્ય ગણતો"

રોસાની કબર આગળ જે જગી મેળાવડો થયો તેની સમક્ષ છેલ્લી અંજલિ આપવાને પિયર્સને જ પસં...

તેણે તો આવતા જગમા સામેલ થવાને સર્વે માટીજાયને વી હાકલ કરી તેથી આખા દેશમા ગજબ સનસનાટી ફેલાઈ ; કારમી લડતનો દિવસ નજીક આવેલો જણાયો

રોસાના દફન પછી તરત જ વળી એક વિચિત્ર વિધ ઊભુ થયુ સ્વયસેવક દળના મવાળ આગેવાનો પર કોનોલી પોતાના છાપામા ખૂન મારો ચલાવતો અને દર અઠવાડિયે તરત જ યાહોમ કરવાની વીરહાક વગાડતો હવે આ નીતિ તો પિયર્સના જહાલ પક્ષને પસદ હતી પણ જ્યારે પિયર્સ વગેરે આવતા ચોઘડિયા માટે ખાનગી તૈયારીઓ કરવાનુ યોગ્ય ધારતા, ત્યારે કોનોલી તો ઉઘાડેછોક પોતાના છાપામા આવતી લડતનો આખો ક્રમ રોશન કરતો આથી જહાલ પક્ષને રોજ ને રોજ ધાસ્તી લાગવા માડી કે રખેને સરકાર ચેતી જઈને ઓચિંતો બધી છાવણીઓ પર દરોડો પાડે ને બધા અગ્રેસરોને ગિરફતાર કરીને અણી પર આવેલી બધીયે આશાઓને ભુડાવી દે

પણ કોનોલીને રોકવાનો એક જ રસ્તો હતો જર્મનીથી કે બહારથી મદદ આવે કે નહિ પણ લડતનો દિવસ નક્કી કરી દેવો, ને કોનોલીને જણાવવો, તો જ તેનો અવિશ્વાસ ટળે ને તે ચૂપકી પકડીને જહાલ પક્ષની સાથે તૈયારીઓ કરવામા જોડાય પરિણામે, સન ૧૯૧૫ના ડિસેમ્બર માસમા છૂપા સ્વતત્ર સધે ઘણો વિચાર કરીને ઠરાવ્યુ કે ઈસ્ટરના જે પવિત્ર અઠવાડિયા દરમ્યાન ખ્રિસ્તી ધર્મમાન્યતા પ્રમાણે ઈસુએ લોહીનુ બલિદાન આપ્યુ હતુ ને તેથી જે ઘણીવાર આગળ ઇતિહાસમા પણ રાષ્ટ્રીય બલિદાન માટે પસદ કરવામા આવ્યુ હતુ તે દરમ્યાન જ આખા દેશમા એકસાથે જાહેર બડ જગાવવુ પછી થોડા અઠવાડિયામા—સન ૧૯૧૬ના જાન્યુઆરી માસમા—એ છૂપા મડળે કોનોલીને બોલાવીને લડાઈની બધી બાજી સમજાવી, ત્યારે

તેને મતોષ થયો ને પછી એ મડળ માથે મળીને જ તે બધી તૈયારીઓ કરવા મચી પડયો

### બડની તૈયારીઓ

તે જ અરસામા સ્વયસેવક દળના લશ્કરી અમલદાર તરીકે પિયર્સે સર્વે સિપાઈઓને હુકમ છોડયો કે ઈસ્ટરના 'પવિત્ર શુક્રવાર' પછી ત્રણ દિવસની કવાયત માટે સર્વેએ તૈયાર થવુ આ હુકમના છૂપા અર્થની મવાળ પક્ષને ખબર નહોતી તોપણ તે વિશે શકાઓ ફેલાતા અદરઅદર વિખવાદ શરૂ થયો

છેવટે શુક્રવાર તા ૨૧મી એપ્રિલનુ પ્રભાત થયુ ત્યા સુધીમા મવાળ અગ્રેસરોને પિયર્સની બડની તૈયારીઓ માલમ પડી ગઈ તેથી તેમણે કવાયતનો બધો કાર્યક્રમ રદ કરવાનો હુકમ આખા દેશમા સ્વયસેવકોના અમલદારોને મોકલી આપ્યો ને પઠીથી રજાના દિવસોમા ઘણા લોકો બહારગામ જવા ઊપડી જાય ને ટપાલથી કોઈ પણ રીતે પહોચી ન શકાય તેથી બડના ક્રમ વિશે છૂપી કમિટીએ ખૂબ વિચાર કર્યો પણ પરિણામે તો એ જ નક્કી થયુ કે કોનોલીના જે બીજા થોડા સ્વયસેવકોને પિયર્સના નવા હુકમ છેલ્લી ઘડીએ પણ પહોચી શકે તેમને એકત્ર કરીને—છેવટે બહાર જિલ્લાઓમા નહિ તો ડબ્લિનમા પણ, સોમવાર તા ૨૪મી એપ્રિલને દિવસે બળવાનો વાવટો ફરકાવીને—ઇતિહાસનુ આ ચોથરિયુ પ્રકરણ અને બલિદાન દેશપ્રેમીઓનુ બલિદાન આપીને ભવિષ્યની સ્વતત્રતાના દ્વાર ઉઘાડવા

### માતાનુ છેલ્લુ મીલન

આ નિર્ણય મુજબ આમ હુકમ છોડીને પિયર્સ શનિવારે રાત્રે પોતાના ઘર ને શાળાના પરચૂરણ કામનો નિકાલ કરવાને પોતાના આશ્રમમા છેલ્લી વાર ગયો તેનો વહાલો ભાઈ વિલી પણ સાથે જ હતો મોડી રાત્રે તે પોતાના ટેબલ આગળ બેસીને છેલ્લા

કાગળોનો નિકાલ કરતો હતો, તેવામાં તેની બહાદુર માતા માર્ગરેટ પિયર્સ તે ઓરડામાં દાખલ થઈ તે બધી વાતનો મર્મ જાણતી હતી, તેથી સમરાંગણમાં જતા વીરપુત્રોને આશિષ આપવા આવી હતી આવા જુવાનજોધ દીકરાના બલિદાનના અવસરે હેતાળ માતાનું હૈયુ ચિરાતુ હતું, છતા શોકને સમાવીને તેણે જેમતેમ હસતુ મો રાખ્યુ બન્ને દીકરાને પોતાની બાથમાં લઈને એ વીર માતા નીચે દીવાનખાનામાં આવી ત્યારે બીજા સાથીઓ ચૂપચાપ બહાર દરવાજે જઈને ઊભા રહ્યા

## માતાની છેલ્લી માગણી

"બેટા ! તુ તો કવિ છે," માતાએ છે'ના બોલ બોલતા કહ્યુ, 'હવે વિયોગની છે'લી ઘડી આવી પહોચી છે તે વખતે માતાના દિલમા શુ શુ થઈ જાય તે તું એક ક્ષત્રિય કવિ તરીકે સહેજે કલ્પી શકશે બેટા ! તને ફુરસદની એક ઘડી પણ મળે તો મારે માટે એક નાની કવિતા લખજે—તુ અહીંઆ નહિ હોય ત્યારે તે વાચીને કઇક દિલાસો મેળવીશ મારા દિલમા આવે અવસરે કેવા ભાવ ઉભરાય તેની કવિતા બનાવજે . આયર્લેંડ વીરની માતાના દુખના બોલ એ કવિતામા મૂકજે, હો !"

"મા ! એ કવિતા તને જરૂર મળશે"

એટલુ બોલીને પિયર્સ પોતાના ભાઈ ને માતાની સાથે મકાનને દરવાજે પહોચ્યો ત્યારે મધરાત થઈ ગઈ હતી કેટલીક વાર સુધી માતા તેના પનોતા પુત્રોથી છૂટી પડી શકી નહિ થોડીક મિનિટ સુધી તેમના ગળા પર હાથ મૂકી એ વીર માતા ઊભી રહી છેવટે, વિદાય આપતા તે બોલી

"તમે સદાય મારી ખાતરબરદાસ્ત કરી છે હવ જાઓ અને ઇશ્વર તમારુ ભલુ કરે ! જો આપણે આ દુનિયામા નહિ મળીએ તો પરલોકમા મળીશુ"

માતાને બને તેટલો દિલાસો આપીને પિયર્સભાઇઓ જાણે ઇસુની માફક તેમના વધસ્થાન તરફ ચાલ્યા તે વખતે પિયર્સના દિલમા જે લાગણીઓ થાય તે તેણે આગળથી એક કવિતામા વર્ણવી હતી પણ તેના ક્ષત્રિય ભાન ઉપરાત બીજી સાદી માનુષી લાગણીઓ પણ તેના હૃદયમા નહિ ઊછળી હોય?

પિયર્સ આજીવન બ્રહ્મચારી હતો તેની મા અને બહેનો, તેની નિશાળ અને વિદ્યાર્થીઓ, ને તેનો પાળેલો કૂતરો "વાઉ વાઉ"— એ જ તેનુ કુટુબ હતુ સાડત્રીસ વરસની જુવાન વયે તે પોતાની વાડી છોડીને નીકળ્યો ત્યા સુધીમા, તેના જીવન કે કાવ્ય–વાર્તા–નાટકોમા પણ પ્રેમ–લગ્નની કઇ ગધ પણ પરખાતી નથી તેણે પોતાનુ સર્વસ્વ તેની માતૃભૂમિને અર્પણ કર્યુ હતુ

તે છતા ક્વચિત પોતાના અગત દોસ્તોને તે કહેતો કે તેના હૃદયમા બે વ્યક્તિઓ વચ્ચે નિરતર મથન ચાલતુ એક તો ક્ષત્રિય મૂર્તિ—કે જેને હવે ઇતિહાસે પિછાન્યો છે, અને બીજો સ્નેહમૂર્તિ પિયર્સ જે પોતાની સ્વપ્નની સુદરીના સગમા કલા ને સાહિત્યની ઉપાસના કરવા તલસતો પણ દેશના સજોગોએ એ સ્નેહમૂર્તિને અને દાબી દીધી એમ કહેવાય છે કે એક સુશિક્ષિત વીર રમણીને તે જુવાનીમા દિલથી વર્યો હતો—ને તે પણ પિયર્સને ચહાતી—પણ તેની એક સખીને ડૂબતી બચાવતા તે પોતે જ ડૂબી ગઈ તેના દફન વખતે પિયર્સના ચહેરા પર ગમગીનીનુ વાદળ ફરી વળ્યુ ને ત્યારથી તેના સ્નેહસ્વપ્નોનો સદાને માટે અસ્ત થયો!

આમ શનિવારે રાત્રે પિયર્સ પોતાનો આશ્રમ છોડીને ચાલી નીકળ્યો. ત્યારપછી સોમવારની બપોર સુધી સોમવારના નિર્ધારેલા બડ માટે બને તેટલે ઠેકાણે હુકમો પહોચાડવામા ને ડબ્લિનમા ચારે બાજુએ હુમલા કરવાની વિગતો ઘડવામાં તે રોકાયો. સોમવારે

પો ફાટતામા પિયર્સભાઈએ કૉનોલીની જગી છાવણી પર પહોંચ્યા ત્યા અગ્રેસરોએ છેલ્લી મસલતો કરી લીધી આયર્લૅન્ડના નવા પ્રજાસત્તાક રાજતત્રનુ જાહેરનામુ પાકુ કરીને તેની નકલો તૈયાર કરવામા આવી પિયર્સને નવા બહારના રાજતત્રનો પ્રમુખ નીમવામા આવ્યો ને કૉનોલી તેના લશ્કરનો મુખ્ય સેનાધિપતિ નિમાયો તેમના સુદ્ધાત સાત અગ્રેસરોએ એ જાહેરનામા પર સહીઓ કરી ત્યારથી જ તેમનુ ભવિષ્ય લખાઈ ગયુ આશરે સાડા અગિયાર વાગે સર્વેની સાથે પોતાની છાવણી છોડતી વખતે કૉનોલીએ એક દોસ્તને ચોખ્ખુ કહી દીધુ "અમે કતલ થવાને જ કૂચ કરીએ છીએ !"

## પોસ્ટ ઑફિસ બડખોરોના હાથમા

બરાબર બારને ટકોરે આયર્લૅન્ડના નવા અધિપતિઓએ શહેરના મધ્યમા આવેલી મોટી પોસ્ટ આફિસના ભવ્ય મકાનનો કબજો લીધો ને પિયર્સે એક ટેબલ પર ઊભા થઈને રાષ્ટ્રીય સ્વતત્રતાનું જાહેરનામુ વાચ્યુ તે જ વખતે તેની નકલો આખા શહેરમા વાચનામા આવી ને પૂરા શસ્ત્રથી સજ્જ થયેલા સ્વયસેવકોની જુદીજુદી ટુકડીઓએ શહેરના મુખ્ય મુખ્ય મકાનો અને ભાગોલોનો કબજો લીધો છતા આ સિપાઈઓની કુલ સખ્યા ૭૦૦ની જ હતી તેમા બેએક દિવસમા મળીને બીજા ૨૦૦ ઉમેરાયા બહાર જિલ્લાઓમા તો પિયર્સના હુકમ વખતસર પહોચ્યા નહિ આમ ૮૦૦ માણસોએ મોરે ભાગે રાજધાનીમા જ બડ જગાડીને દેશના ભવિષ્યનું નવુ પાનુ ફેરવ્યુ

આ બડ ફાટી નીકળ્યુ તે વખતે તો હજી સરકારના મોટા મહારથીઓ રાજકીય સ્થિતિ પર મસલત ચલાવતા હતા ઘણા લશ્કરી અમલદારો તો ઘોડદોડની રમત પર નજર ચાખી રહ્યા

હવે લડત લમાવીને બન્ને બાજુ પર કતલ ચાલુ ગખવામા કંઈ માર નથી. તેથી તેના સર્વે સાથીઓની સંમતિ લઈને શનિવારે સાજે તે સરકારી લશ્કરના વડા અધિકારીને શરણે થયો અને બન્ને બાજુએથી ગોળીબાર અટકાવવાનુ નક્કી કર્યું. તરત જ પિયર્સને જેલમા મોકલવામા આવ્યો, અને તેના બીજા સાથીઓ પણ પરહેજ થયા.

## દેહાંત દંડની સજા

આમ રવિવાર તા. ૩૦મી એપ્રિલે—લગભગ સાત દિવસે—બળવાનો દાવાનળ બુઝાયો મગળવાર મેની પહેલી તારીખે, પિયર્સ ઉપર સરકારની સામે બડ જગાવવાનો આરોપ લશ્કરી અદાલત આગળ ચલાવવામા આવ્યો, અને તેને દેહાત દડની સજા થઈ. તેના ભાઈ વિલીની ને બીજા આગેવાનોની પણ તે જ દશા થઈ

ત્યારપહેલા તે છેક બુધવારની સવાર સુધીમાં પિયર્સના છેલ્લાં દર્શન કરવાને તેની માતા અને બહેને હરઘડીએ અસંખ્ય પ્રયાસો કર્યા. પણ છેવટ સુધી તેમને સરકારે મળવા ન જ દીધાં. તેનો વહાલો વિલી પણ તેને ભેટી ન શક્યો. ને પિયર્સે આ છેલ્લી ઘડીઓ જિંદગીનો છેલ્લો હિસાબ કરવામાં અને તેના કિરતારને મળવાની તૈયારી કરવામા ગાળી. તેના લેખો અને શાળાના વહીવટ વિશે કેટલીક સૂચનાઓ તેણે લખી નાખી. પોતાની વહાલી માતાને માટે એક માર્મિક કવિતા લખીને તેણે પોતાનું વચન પાળ્યું. 'વરેમાર્ગુ' નામથી આ હૃદયભેદક કવિતા લખીને એક સાચા કવિને દીપે એવી જિંદગીની વિદાય તેણે લીધી. તે પછી તેના મરણના ઘટ કાનમાં સભળાવા લાગ્યા, ત્યારે તેણે વહાલી માને કાગળ લખ્યો:

" મારી વહાલી મા,

"છેક અત્યાર સુધી હું એવી આશા રાખતો હતો કે તને છેલ્લી વાર મળી શકીશ પણ હવે એમ બને એવું લાગતું નથી મા ! તને છેલ્લા પ્રણામ ને તારી મારફત 'બાઉ-બાઉ', મેરી, વિલી ને શાળામાં સર્વને મારો સ્નેહ પાઠવું છું

" જો મને ઈશ્વરે કદી મરણનો ગઢ પસાર કરવાનું સોંપ્યું હોત, તો હું આયર્લૅન્ડ ને તેની સ્વતંત્રતા માટે આમ જ મરવાનું માગી લેત અમે જે કર્યું છે તે યોગ્ય જ છે આજે લોકો ભલે અમારી સખત ટીકા કરે, પણ ભવિષ્યમાં અમને વખાણશે

" આ બધાનો તું શોક કરીશ નહિ એમ જ માનજે કે ઈશ્વરે તારી ને મારી પાસે આ ભોગ માગી લીધો છે

" 'બાઉ-બાઉ', વિલી, મેરી, મા ! સલામ ! તમને બધાને હું કેટલો ચહાઉં છું અને તમારા તરફ મારું હૈયું કેટલું ખેંચાય છે તે વર્ણવવાને મારી પાસે શબ્દો નથી

" અંતસમયે પણ તમને બધાને જરૂર હું સભારીશ

તમારો પુત્ર,

પૅટ "

ભલા પિયર્સને તે વખતે ખબર નહોતી કે તેનો વહાલો વિલી પણ કેદ થયો હતો અને તેની ઘડીઓ પણ ગણાતી હતી

ને આ કાગળ પરની સહી ભાગ્યે જ સુકાઈ હશે, ત્યાં તો પિયર્સની છાતી ગોળીઓથી વિંધાઈ ગઈ—તેના ગુરૂ ટૉન ને એમેટને પુનિત પંથે તે પણ પરલોકમાં પરવર્યો

# સેતાની સકંજો

[ આયર્લેન્ડમા અંગ્રેજ સરકારે સ્થાપેલા કેળવણીના તંત્ર વિષે પિયર્સના વિચારો આ લેખમાળામા રજૂ કરવામા આવ્યા છે આમાના કેટલાક સન ૧૯૧૩-૧૪મા 'આયરિશ રિવ્યુ' માસિકમા પ્રકટ થયા હતા બાકીનો ભાગ સન ૧૯૧૨મા આપેલા એક ભાષણની નોંધ પરથી તેણે તૈયાર કર્યો હતો. આ બધાયે લેખો એક પત્રિકાના રૂપમા સન ૧૯૧૯ની શરૂઆતમા પ્રકટ થયા હતા ઈ વા ]

## ૧

### ગુલામીની છાપ

એક ફ્રેંચ લેખકે અંગ્રેજોના એક ગુણની ઘણી વાજબી તારીફ કરી છે તે લખે છે કે અંગ્રેજો કદી પણ નકામી સખ્તાઈ કરતા નથી જ્યારે તેઓ કોઈ આયરિશ બિરાદરનો જાન લે છે, કોઈ હિંદી સિપાઈને તોપને મોઢે મૂકી ઉરાડી મૂકે છે, કે કોઈ તાબેદાર મુલકમા દુકાળ પાડે છે, ત્યારે તેમા કોઈ બેદી હેતુ હોય છે

આવા કારજ તેઓ કંઈ નકામી ગમ્મતને ખાતર નથી કરતા. ક્રૂર કર્મમા કોઈને કદાચ ઠઠ્ઠામશ્કરી દેખાય, છતા અગ્રેજો તો તેની ઉપયોગિતા પારખે છે ગીલ્બર્ટના મિકાડોની માફક તેમને ઉકળતા તેલના કઢામા કંઈ રમૂજ દેખાતી નથી છતા તેમણે કેદીને ફાસી આપતા પહેલા ફટકા મારવાની સજા મિજગ્મા રાખી છે તો તે પણ લોકો પર દાબ બેસાડવાને માટે જ આ મુદ્દો ધ્યાનમા રાખવાથી આયર્લૅન્ડમા સદીઓથી અખત્યાર થયેલી બ્રિટિશ રાજનીતિના ઘણા કોયડા આપોઆપ ઊકલી જશે આ દેશમાયે બ્રિટિશ સરકારે મિનજરૂરી સખ્તાઈ તો નથી જ વાપરી તેણે જે ક્રૂર કર્મ કર્યું હતુ તે ચોક્કસ હેતુસર જ યોજ્યુ હતુ તેના હસવા જેવા હુકમમા પણ હમેશા ગભીર હેતુ છુપાયેલો હતો કંઈ ભયકરતાના શોખને સીધે ૧૮૪૭–૪૮ના દુકાળનુ નાટક રચ્યુ નહોતુ જે સરકારી મડળ આજે આયર્લૅન્ડ પર રાજ્ય કરે છે તે પ્રજાના આત મા વૃદ્ધિ કરવાને નીમ્યા નહોતા એ દુકાળ અને એ મડળ—બધુ યે એક ગહન રાજનીતિના અગ જ છે

આયર્લૅન્ડની અધોગતિ માટે બ્રિટિશ સરકારે યોજેના નવે સાધનોમાથી હુ જેને સૌથી વધારે બેહૂદુ અને બેવકૂફ ગણુ છુ તેના ચિંતનમા મે મારી જિંદગીનો મોટો ભાગ ગાળ્યો છે તે બીજુ કંઈ નહિ પણ સરકારી કેળવણીનુ તત્ર ડબ્લીનની પાર્લામેન્ટમા એક વખત અગ્રેજોએ એવી દરખાસ્ત મૂકી હતી કે જે આયર્લૅન્ડમાથી તરત ભાગી ન જાય એવા દેશી પાદરીઓની ખસી કરવી એ જગલી કાનૂન સ્થાનિક ધારાસભામા પસાર પણ થયો, અને વાઇસરૉયસાહેબે પોતાની ખાન બવામણુ સાથે તે સહન મોકલી આપ્યો છતા એ કાયદો દરબાર નસીબ ગાગર થી

બ્રિટિશ સરકારે પડતો મૂક્યો. પણ એનાથીયે વધારે ગલીચ કામ એ સરકારે કર્યું છે. તેણે કેળવણીનું એવું તંત્ર આયર્લૅન્ડમાં સ્થાપ્યું છે કે જે આયર્લૅન્ડનાં બાળકોનાં કુદરતી હક પર કાતિલ છૂરી ફેરવે છે.

સરકારી કેળવણીનો હેતુ એક જ છે: પુરુષો અને સ્ત્રીઓને–સર્વે મનુષ્યોને જીવતા મિટાવી દઈ તેમાંથી માત્ર નિર્જીવ ચીજો ઘડવી. આ યોજના અણિશુદ્ધ સફળ નથી થઈ. હજી યે આયર્લૅન્ડમાં હજારો સ્ત્રીઓ અને પુરુષો હયાત છે. છતાં બીજાં હજારો એવાં પણ છે કે જેને સાધારણ રીતે આપણે માણસો કહીએ છીયે પણ જેઓ ખરી રીતે તો **ચીજો** જ છે. માણસો તો ગમે તેટલાં નાપાક હોય તોયે પોતાની ઓલાદ ને દેશ તરફ કંઈ યે વફાદારીની લાગણી ધરાવે છે. પણ આ **ચીજો**માં તો તેનું શૂન્ય જ હોય છે. બીજી બધી ચીજોની માફક આ પણ બજારમાં વેચાણ માટે સદાયે તૈયાર છે.

આયર્લૅન્ડમાં અંગ્રેજોએ સ્થાપેલી નિશાળો, કૉલેજો, વિદ્યાપીઠો વગેરેને જ્યારે આપણે કેળવણીનું નામ આપીએ છીએ ત્યારે આપણે ખરું જોતાં એક સગવડભરેલો શબ્દોપચાર જ કરીએ છીએ—જેમ આપણા દેશમાં ચાલતા પોલીસરાજ્યને સરકારનું નામ આપીએ છીએ. ખરું જોતાં તો આયર્લૅન્ડમાં કેળવણી જેવું કંઈ છે જ નહિ. ઉપરઉપરથી કેળવણીનું દેખાય તેવું કંઈક તંત્ર અંગ્રેજોએ ગોઠવ્યું છે. પણ તેનો હેતુ તો સાચી કેળવણીનો હોય તેનાથી છેક ઊલટો જ છે. કેળવણી તો ખીલવવાને અપાય; પણ આ 'કેળવણી' તો દાબી નાંખવાને જ યોજાઈ છે. કેળવણી પ્રેરણા આપે; પણ આ 'કેળવણી' તો વશ કરવાને જ નિર્માઈ છે. કેળવણી નકકુર બનાવે; પણ આ તો નિઃસત્ત્વ બનાવનારી છે. આપરિશ પ્રજાને ખરી કેળવણી આપવા જેટલા મૂરખ

અંગ્રેજો નથી. નહિ તો આપણને હથિયાર પણ ન આપે?

જૂનાં ગ્રીસરોમનાં પ્રજાસત્તાક રાજ્યોમાં સ્વતંત્ર શહેરીઓને અપાતી સાચી કેળવણીની પડખે ગુલામોને માટે જે તાલીમ યોજવામાં આવતી તેની હારમાં આયર્લૅન્ડની કેળવણીને પ્રોફેસર મેકૂનેઈલે મૂકી છે. સ્વતંત્રતાના વારસોને એવી ઉમદા અને સાત્વિક તાલીમ આપવામાં આવતી કે જેથી તેઓ સશક્ત, મગરૂબ અને બહાદુર શહેરીઓ બને. પણ આવી બધીએ જોખમભરેલી વિદ્યા ગુલામોનાં બાળકોને માટે નિષિદ્ધ હતી. તેમને સશક્ત, મગરૂબ અને બહાદુર બનાવવાને નહિ પણ સુંવાળાં, ખુશામતિયા અને ચાલાક બનાવવાને જ જરૂરી તાલીમ અપાતી. કારણ કે તેમને મરદ નહિ પણ ગુલામ જ બનાવવાનાં હતાં. ને આયર્લૅન્ડમાં પણ તેમ જ છે. આપણે રાજીખુશીથી અથવા પરોણાની આરથી ગુલામીની ઝૂંસરી ખેંચીએ તે સારુ જ બધી કેળવણી આપણા માલિકોએ નિર્ધારી છે. તેથી કેટલાક તો ગુલામ નહિ પણ ઈઝડા—ઈઝડા જેવા જ તટસ્થ અને ઘાતકી બની ગયા છે. એ નિઃસત્ત્વ પશુઓ પાપી પેટ ભરવાને માટે પ્રેમ કે દ્વેષની કોઈ પણ માનુષી લાગણી વિના તેમના માલિકની નોકરી કરે છે.

આયર્લૅન્ડ માત્ર ગુલામીમાં જ નથી. તે સખત કેદમાં છે. કેદીઓના જંગી જૂથને કાબુમાં રાખવાને માટે તેમનામાંથી કેટલાકને ઉપરી 'વૉર્ડર' નીમવામાં આવે છે. ને આવાં પ્રાણીઓ ચડવાને માટે બાળપણથી જ તેમને ઘટતી તાલીમ આપવામાં આવે છે. સાધારણ ગુલામોને તેમનાં હલકાં કામ માટે જે મકાનોમાં કેળવણી આપવામાં આવે છે તેને નિશાળો કહેવામાં આવે છે; જેમ ઊંચા દરજ્જાના ગુલામો કેળવાય છે તેને કૉલેજો અને વિદ્યાપીઠ

કહેવામાં આવે છે. જો આયર્લૅન્ડની પ્રજા જેલમાં છે એમ માનીએ તો તેની શાળાઓ, કૉલેજો અને વિદ્યાપીઠોને તેની ગુલામીની છાપરૂપે જ ગણી શકાય. ખરેખર આ સંસ્થાઓ આયર્લૅન્ડની પીઠ પર તેની કેદના ડામ* જેવી જ છે.

* આને માટે લેખક અંગ્રેજીમા 'તીર' શબ્દ વાપરે છે. કારણકે અંગ્રેજી જેલોમા દરેક કેદીના કપડા પર પાછળ 'તીર'ની છાપ મારવામાં આવે છે.

છતા કોઈ પણ જડ યત્ર એક જીવત શિક્ષકની ગરજ તો ન જ સારી શકે નિર્જીવ તત્ર કંઈ શીખવી ન શકે, પણ તે સહાર કરી શકે કોઈ યત્ર મરદો બનાવી ન શકે, પણ તેમનો ઘાણ જ કાઢી શકે

ચાલુ કેળવણીની પદ્ધતિનો જો કોઈ વધારેમા વધારે ભયકર ગુણ હોય તો તે તેની નિર્દયતા છે એ નિર્દયતાનો નમૂનો કુદરતમા ક્યાય જડતો નથી જગલી પ્રાણીઓની નિર્દયતામાય રહેમનો કઈક અશ હોય છે—તે સદતર સહાર કરે છે વળી તેમા પાશવ બળની એક તરેહની ભવ્યતા પણ હોય છે પણ આ નિર્દયતામાં તો નથી દયા કે નથી આવેશ તે તો મોટા રાક્ષસી સંચાની માફક ટાઢી અને યાત્રિક છે એક જગી વિકરાળ અને ગૂ ચવણભરેલુ સાચાનું કારખાનુ કલ્પો—જેમા મોટમોટા ચક્કર અને દૂર દૂર પહોચતા ચામડાના પટા રાક્ષસી ગતિથી ફરતા હોય—અને જે ભાતભાતની ચીજોને કાપીકૂપી ને દાબીપીસીને અસખ્ય આકારમા તૈયાર કરતું હોય—તો તમને આયરિશ કેળવણીના તત્રનો કઈક ખ્યાલ આવશે

એ તત્ર ગતદિવસ પીસે છે તે તેના ગુપ્ત અને ચોક્કસ નિયમને અનુસરે છે તેનામા સમજ, સ્નેહ કે કલ્પનાનો એક છાટો પણ નથી આ સાચામા આયર્લૅન્ડના બાળકોને કાચા માલની માફક ઓરવામા આવે છે સાચો આ માલને નિર્દયપણે પકડે છે, તેને ચીરે છે, દાબે છે અને નવા ઘાટ ઘડે છે, અને તેમાથી જ્યારે તે મનગમતો ઘાટ ન ઘડી શકે ત્યારે તેનો છુદાએલો ઓમાથા વગરનો આકાર કચરાની ટોપલીમા ફેકી દે છે

આપણે સાધારણ રીતે એવા શબ્દો વાપરીએ છીએ કે જે ઉપરથી નિશાળો એક જાતના કારખાના હોય એવો ખ્યાલ આવે આપણા બાળકો જાણે 'કાચો માલ' કેળવણી 'છેક છેલ્લી પદ્ધતિસર' આપવી, તે 'સોઘી' છતા 'સગીન' હોવી

જોઈએ; છેલ્લી 'ટાપટીપ' શીખવા માટે આપણે વિદ્યાર્થીઓને કલોગોઝ (એક ઊંચા વર્ગની શાળા)મા મોકલીએ; ને પછી નિષ્ણાત શિક્ષકો તેમને 'સિવિલ સર્વીસ'ની નોકરી કે વકીલાત વગેરે ઊંચા ધંધારોજગારની પરીક્ષા માટે તૈયાર કરવા સારુ ચક્કીમાં પીસે. છેવટે આ કસોટીઓમા નિષ્ફળ થાય તેમનો 'કચરાપટ્ટી'નો વર્ગ આપણી દરેક કૉલેજમા મશહૂર છે. આ વર્ગનું પોત વકીલાત કે સરકારી નોકરી માટે કા તો વધારેપડતુ સુંવાળુ હોય કે વધારેપડતુ નક્કર હોય.

આવી બધી ભાષા વાપરવામા કેળવણીના ખરા હેતુની ગભીર ગેરસમજૂતી થાય છે. કઈ બજારુ ચીજો બનાવવાને નહિ પણ જીવત સત્ત્વોને ખીલવવાને જ સાચી કેળવણી તો અપાવી જોઈએ. એક છાપનો તૈયાર માલ સપાટાબધ બનાવવાને નહિ પણ જીવંત મનુષ્યોને ખીલવવા માટે જ આવશ્યક સજોગો ને સાધનસામગ્રી શાળાઓમાં જોઈએ. વસંત ઋતુનો સૂર્યપ્રકાશ, નીચે ફૂલતા-ફાલતાં ખેતરોની મજા, મસ્તી અને સ્વતત્રતા માનવબાલને ખીલવવાને જોઈએ જ.

ખાસ કરીને, ભવિષ્યની કેળવણીમા સ્વતત્રતાનો સોનેરી સિદ્ધાંત સ્થાપવાનો મારો ખાસ આગ્રહ છે. દરેક શાળાને, દરેક શિક્ષકને, ને બને ત્યા સુધી દરેક વિદ્યાર્થીને પણ સ્વતત્ર બનાવો. સ્વતત્રતા વિના સાચી ખિલવણી અશક્ય છે—કેળવણી એ ખરું જોતાં તો દરેક વ્યક્તિની સાચી ખિલવણી માટે જ હોય.

વળી, આપણી રાષ્ટ્રીય શાળાએ કઈક વીરત્વની પ્રેરણાઓ પણ આપવી જોઇએ. અને એ પ્રેરણાથી કુમારો કદણ પણ બનવા જોઈએ બાળકોને બાબાગચ્ચા કરવાની નીતિની કેટલાક ખૂબ હિમાયત કરે છે. પૈસાનાં પલ્લાંમાં કેળવણીની તુલના કરવાની અતિ પણ દેખાતી જાય છે. આ બેમાંથી કઈ આપણી અવદશા

વધારે સૂચવે છે તે હું કહી શકતો નથી. હું તો હિંમતભેર જૂનો મંત્ર પોકારું છું કે યુદ્ધ એ એક જ ઉમદા કર્મ છે, અને જે માણસ સેતાનની સેના સામે લડી શકે તે જ ખુદાની સાચી સેવા પણ કરી શકે.

ધર્મ, સ્વદેશપ્રેમ, સાહિત્ય, કલા, જ્ઞાનવિજ્ઞાન—આ બધું પે કુમારો અને કુમારિકાઓનાં નિત્યજીવનમાં એવી રીતે ચણાવું જોઈએ કે જેથી તેમનું ચારિત્ર અને માનસ પાકું થાય. આપણે કબૂલ કરીએ કે હાલ નિશાળોમાં ધાર્મિક કેળવણી ઠીક આપવામાં આવે છે; છતાં બીજાં જરૂરી શિક્ષણનું ને ઊંચી ભાવનાઓનું તો મોટું મીંડું જ છે. આજે બાળકોમાં નથી સૌંદર્યનો પ્રેમ, નથી સાહિત્યનો શોખ, નથી જ્ઞાનની લગની, કે નથી વીરત્વની પ્રેરણા-ખરેખર આવી બધી ચીજો માટે બાળકોની ધરતી પર કે સ્વપ્નાકાશમાં કંઈ સ્થાન જ રહેતું નથી. કારણ કે સરકારી ભણતરના રાક્ષસી ભારથી તેમની ધરતી ભરચક ભરાય છે અને આકાશ ઘેરાય છે. મોટા ભાગના શિક્ષકો જ આ પોથાંના ભારને ધિક્કારે છે. જેમ કોઈ જરીપુરાણા પંથના ઉપાસકો યંત્રવત મંત્રો ભણ્યાં કરે અને અંતરની શ્રદ્ધા વિના ખોટા દેવ આગળ માથું નમાવ્યાં કરે તેમના જેવી હીનદશા આ મહેતાજીઓની બની છે.

સ્વરાજ નજીકમાં જ મળશે એમ માનીને કેળવણીના સુધારાની કલ્પનાઓ ડીલને ઘડવા માંડી ત્યારે સૌનો તેમને સાથ હતો —જો કે દુર્ભાગ્યે તેમની આશાઓ આજે અફળ નીવડી છે. પણ સ્વરાજ્યના નવા તંત્રમાં તેમના જેવા જે માણસોને સત્તા મળી હોત તેમની કલ્પનામાં કદાચ એ નહિ આવ્યું હોય કે કેળવણીના ક્ષેત્રમાં આપણને જેની ખરેખરી જરૂર છે તે માત્ર સુધારો કે સાંગોપાંગ પરિવર્તનની નથી, પણ તેથી ય વધારે મહત્ત્વની વસ્તુની—નવા સર્જનની જરૂર છે. હાલના યંત્રને પીંખી નાંખીને તેને નવી રીતે જોડવાથી કંઈ વળે એમ નથી. ખરું કામ તો એ જડ વસ્તુમાં નવા પ્રાણ પૂરવાનું છે.

## ૭

### "હું ઇનકાર કરું છું—"

હું જાહેર કરું છું કે ગણ્યાગાંઠ્યા—ને મોટે ભાગે દીવાના ગણાતા—ખાનગી ગૃહસ્થોના પ્રયાસોને બાદ કરીએ તો આયર્લેન્ડમાં કેળવણી જેવું કંઈ છે જ નહિ. તેથી મહેરબાની કરીને કોઈ તેના સુધારાની કે રૂપાંતરની પણ વાત ન કરશો. જે વાસ્તવમાં હોય જ નહિ તેનો સુધારો ન હોય; શૂન્યનું કોઈ પણ રીતે રૂપાંતર ન જ થઈ શકે. સ્વતંત્ર આયર્લેન્ડના કેળવણીખાતાના પહેલા પ્રધાનને નવી સૃષ્ટિ સરજવાની રહેશે; સદંતર અંધકારમાંથી તેને નવી વ્યવસ્થા ઊપજાવવી પડશે અને જડ બીબાંમાં તેને નવા પ્રાણનો સંચાર કરવો પડશે.

આયર્લેન્ડમાં કેળવણીનું જે તંત્ર અંગ્રેજોએ ગોઠવ્યું છે તે આપણી રાષ્ટ્રીય વ્યક્તિત્વના સંપૂર્ણ ઇનકારના પાયા પર રચાયું છે. પણ ધર્મનો તેમ કેળવણીનો પાયો નકાર પર તો ન જ ચણી શકાય. દરેક સાચી વ્યવસ્થા કોઈ પણ મૂળ સિદ્ધાંત પર જ રચાય છે. "હું ઈશ્વરનો અને મનુષ્યના આત્માનો ઇનકાર કરું છું—" એમ કહેનાર ફિલસૂફના કરતાં "હું 'અંબો જંબો'માં માનું છું" એમ બોલનાર જંગલી માણસ વધારે ધાર્મિક છે. તો પછી જે માણસ કે રાજ્ય બાળકને છેક નાનપણથી સાચામાં સાચી વસ્તુનો

ઇનકાર કરતાં જ શીખવે છે તે ગંભીર ગુનો કરે છે. આયર્લૅન્ડની કેટલીક નિશાળો છોકરાંઓને તેમના ધર્મનો ઇનકાર કરતાં શીખવે છેઃ લગભગ બધીયે નિશાળો બાળકોને પોતાના રાષ્ટ્રનો ઈનકાર કરતાં શીખવે છે. "હું મારા રાષ્ટ્રના આત્માનો ઇનકાર કરું છું; હું મારા પૂર્વજોનો ઇનકાર કરૂ છું; હું મારા રાષ્ટ્રીય હક અને ધર્મનો ઇનકાર કરું છું—" આ ઈનકાર એ તેમનો સિદ્ધાંત છે—આ પાપ એ તેમનું પુણ્ય છે.

કેળવણીનું આવું તત્ર યોજવું અને સ્થાપવું, અને વળી આપણને સમજાવવું કે આ જ સાચી કેળવણી છે, અને આ તત્રનું રક્ષણ કરવાને પ્રજાએ પોતાના પ્રાણ પાથરવા જોઈએ—એ વધારેમાં વધારે તાજુબી ભરેલું તેમ વધારેમાં વધારે ખૂરું કામ અંગ્રેજ સરકારે આયર્લૅન્ડમાં કર્યું છે.

## ૪

## રાષ્ટ્રીય શિક્ષણનો આદર્શ

દરેક પ્રજાની ભાષામાં અને શબ્દોમાં, તેના પૂર્વજોની ભાવનાઓનું પ્રતિબિંબ કુદરતી રીતે પડે છે. કોઈ કોઈ આયરિશ શબ્દો, એક જાદુઈ ફાનસની માફક આપણી પ્રાચીન પ્રણાલિકાઓ પર કેવો અજબ પ્રકાશ પાડે છે? આપણા પૂર્વજો કેળવણી માટે જે શબ્દો વાપરતા તે ઉપરથી જ સાબિત થાય છે કે તેમણે એ વિષયનું ગૂઢ રહસ્ય પિછાન્યું હતું. જૂના આયરિશ લોકો શિક્ષકને 'ખીલવનાર' કહેતા ને કેળવણીને 'ખિલવણી' કહેતા—ને તેમના એ જૂના શબ્દો હજી પણ આપણામાં રૂઢ છે.

શું કેળવણીનો ખરો હેતુ 'ખીલવવા'નો નથી? સારું જ્ઞાન આપવું, સરસ સિદ્ધાંત સીંચવા, અમુક અભ્યાસક્રમ શીખવવો, પણ પહેલે અને છેલ્લે, બાળકના નૈસર્ગિક ચારિત્ર્યનાં તત્ત્વોને 'ખીલવવાં', પરાયા સુંદર બીજને રોપવાને બદલે કુદરતી ગુણને સોળે કલાએ વિકસાવવા—એ જ સાચી કેળવણી છે.

આવી ખિલવણીના મધ્યબિંદુરૂપે નિયમોનાં થોથાં નહિ પણ કોઈ મનુષ્ય—ગુરુપિતા કે ગુરુમાતા જોઈએ. ચોક્કસ છાપના રાહેરીઓ ઉપજાવવાને માટે મોટા પગારના અમલદારો જે ગુંચવાડા ભરેલા અભ્યાસક્રમ ગોઠવે છે તેને હાલના સુધરેલા દેશોમાં કેળવણી કહેવામાં આવે છે. નવી નિશાળો તો રાજ્યને કામદારો પૂરા

પાડનારી સરકારી સંસ્થાઓ હોય છે, ને રાજ્યની પ્રગતિ, પોષણ અને રક્ષણ માટે જરૂરી ગણાતી ચીજો ઉત્પન્ન કરનાર બીજાં કારખાનાંના જેવી જ કેળવણીની સંસ્થાઓ પણ ગણાય છે ગેસ-વીજળીની માફક જ કેળવણીના કારખાના પણ 'સંગીન', 'સોંઘા' અને 'છેલ્લામાં છેલ્લી ઢબ'ના હોવા જોઈએ—એમ આપણે ચોતરફ સાંભળીએ છીએ તેવી જ રીતે કદાચ થોડા વખતમાં આપણે આત્માની ઉન્નતિ માટે પણ 'સંગીન' 'સોંઘાં' અને 'છેલ્લામાં છેલ્લી ઢબ'ના મંદિરોની વાતો કરતા થઈ જઈશું તો કદાચ એમ સાંભળીશું કે 'ઇંગ્લંડમાં મુક્તિ સોંઘી મળે છે,' અથવા 'જર્મનો પ્રાર્થનાવિધિમાં ઘણા કાબેલ છે' અથવા તો 'હુર્રે! ન્યૂ યૉર્કનો પાદરી તો સપાટાબંધ સ્વર્ગે ચડાવી દે છે!'

ધર્મની માફક જ કેળવણી પણ મનુષ્યના આત્માની સાથે સંકળાએલી છે ધર્મ એ જીવનનો એક પંથ છે અને કેળવણી, આલોક અને પરલોકના જીવન માટે માણસને સજાવે છે ને જેમ આપણે મૂળપુરુષ વિનાના ધર્મની કે પાદરી વિનાના મંદિરની કલ્પના ન કરી શકીએ તેમ કોઈ શાળા પણ સાચા ગુરુ વિનાની ન જ સંભવ આપણા શાણા પૂર્વજોની ભાવના મુજબ તો શાળાનો આત્મા કોઈ મકાનમાં નહિ પણ ગુરુ અને તેના ચેલાની નાની મંડળીમાં જ વસતો શાળા કોઈ ઝૂંપડીમાં મળે—કદાચ તેનું કોઈ સ્થાન પણ ન હોય, તે રોજરોજ નવે ઠેકાણે પણ બેસે ગુરુની પાછળ ચેલા પણ જ્યાં ત્યાં ભમતા ફરે ઈસુ ખ્રિસ્ત અને તેના શિષ્યોની પણ એક નિશાળ હતી એમ કહી શકાય શું તે એક ગુરુ નહોતો! અને તેઓ તેના ચેલા નહોતા? કેળવણીની આ રમણીય ભાવના ખ્રિસ્તી અને પુરાતન આયર્લૅન્ડમાં હતી એટલું જ નહિ પણ મધ્યકાળમાં સારા યુરોપમાં પ્રચલિત હતી તત્ત્વજ્ઞાન કોઈ પાઠ્યપુસ્તકોમાંથી ગોખવામાં આવતું

નહિ પણ કોઈ તત્ત્વવેત્તાના ચરણ આગળ બેસીને શીખાતું તે જ પ્રમાણે કોઈ મહાન ચિત્રકારોના ચિત્રાલયોમા ચિત્રકલા શીખાતી અને ચતુર કારીગરોની ઉદ્યોગશાળાઓમા અજબ હુન્નરો શીખવાતા આ શાળાઓનો એક માત્ર આત્મા શિક્ષક જ હતો હાલની માફક તે વખતે સરકાર ઈંટચૂનાના મકાનો બાંધી કેળવણીના અસખ્ય કાનૂન ઘડતી નહિ અને તેનો અમલ કરવાને હલકા પગારના માણસોને ભાડે રાખતી નહિ

ગુરુશિષ્યની જૂનીપુરાણી ભાવના કેટલે અશે ફરીથી જગાવી શકાય એ તો કોણ જાણે પણ એટલુ તો ચોક્કસ છે કે હાલના સયોગોમા શિક્ષક વધારે ને વધારે અશે સરકારી નોકર બનતો જાય છે તેથી કેળવણીની પાયમાલી થાય છે અને અતે કદાચ અધર્મ અને અનવસ્થા પણ ફેલાય હાલનો નિશાળિયો તો મહેતાજીને સરકારે નીમેલા ભાડૂતી નોકર તરીકે ગણતો થયો છે અલબત, એની નોકરીનો બને તેટલો લાભ લેવામા તેનો સ્વાર્થ છે, કારણકે તેમ કરીને તે ભવિષ્યમા પોતાની કમાણી વધારી શકે પણ એવી સેવા લેનાર ને દેનારની વચ્ચેનો સબધ દાક્તર ને દર્દીના કે વકીલ ને અસીલના બજારુ સબધ કરતા વધારે પવિત્ર નથી રહેતો આમ ગુરુશિષ્યના પરસ્પર સબધનો સપૂર્ણ વિપર્યય થતો જાય છે અને દિવસે દિવસે જેમ જેમ કાયદાપોથીમા નવા કાનૂન ઉમેરાય છે અને કેળવણીના નવા કાનૂન ઘડાય છે તેમ તેમ આ અવગતિ વધતી જ જાય છે

આ વિપરીત પ્રવાહની સામે બે હજાર વર્ષ પૂર્વેનો આયર્લૅન્ડનો પુરાણો પ્રચલિત આદર્શ હિંમતભેર રજૂ કરું છું આપણા પૂર્વજોની કેળવણીની પ્રણાલિકા સારી હતી એટલુ જ નહિ પણ સારી દુનિયાની સર્વ કાળની સર્વે પ્રણાલિકાઓમા તે શ્રેષ્ઠ હતી.

કેળવણીની ઘણી સાધનસામગ્રી પણ છે છતાં હું ફરીથી જણાવું છું કે કેળવણીનું તંત્ર જેવું અહીંયા છે જ નહિ અને કંઈ સાચી કેળવણીના નમૂના પણ જવલ્લે જ જડે છે

પ્રથમ તો સ્વતંત્રતા વિષે આયર્લૅન્ડમા સ્વતંત્રતાનો અર્થ ભાગ્યે જ સમજાય છે એ ચીજનો આપણને કંઈ અનુભવ જ નથી અને તેની ભાવના પણ લગભગ નષ્ટ થઈ ગઈ છે આ વાત એટલે સુધી સાચી છે કે સ્વતંત્રતાની હિમાયત કરવાને જે સંસ્થાઓ સ્થપાઈ છે તે પણ જરીયે સ્વતંત્રતા આપવાને રાજી દેખાતી નથી તે મોટા જુલમનો સામનો કરે છે અને પછી પોતાના નાના જુલમોની બેડીઓ જડે છે ' તુ ન કર ' એ આયર્લૅન્ડનો અડધો કાયદો છે, ' તું કર ' એ કાયદાનો બીજો અર્ધાશ છે

આરા ધર્મ અને નિષેધના નિયમનું જો સખ્તમા સખ્ત સામ્રાજ્ય ક્યાય હોય તો તે આપણી શાળાઓમા દેખીતી રીતે જીવનશક્તિની ખિલાવટને માટે પહેલી જરૂરિયાત તો સ્વતંત્રતાની છે પણ આપણી શાળાઓમા તો સ્વતંત્રતા જેવુ કદી હતું નહિ અને છે નહિ—ન તો બાળક માટે, ન તો શિક્ષક માટે કે ન તો શાળા માટે જેમા નાના બાળકો ખીલતા મગજ ને કૂમળા શરીરને સર્વકલ્યાણની હદની અંદર વધારેમાં વધારે અગત સ્વતંત્રતા જોઈએ—પોતપોતાની દિશામા હાલવા, ચાલવા ને ખીલવાની છૂટ જોઈએ—ને પોતપોતાની સંપૂર્ણતાને શિખરે પહોંચવાનો અવકાશ જોઈએ—ત્યા કુદરતી અર્થાત્ ઈશ્વરીમાર્ગે વિકસાવવાના હક પર છેક જ છીણી મૂકવામા આવે છે બાળકને ઈશ્વરને નહિ પણ સરકારને માર્ગે પ્રયાણ કરવુ પડે છે પ્રાથમિક અને માધ્યમિક કેળવણીના ખાતાં છોકરાને હાથેપગે બાંધે છે ને તેમના મગજ ને દિલને રૂંધે છે અભ્યાસક્રમ નિયમો ને શિક્ષણક્રમથી,

વિવિધ નિષેધ અને સજાઓ વગેરેના જુલમી જતરડાથી વિદ્યાર્થીઓની શારીરિક, માનસિક ને નૈતિક વૃત્તિઓને છેક જકડી નાખવામા આવે છે

આથી હુ પ્રથમ તો સ્વતત્રતાની હિમાયત કરુ છુ દરેક શાળાને તેના સ્થળ, કદ અને શિક્ષકોની શક્તિ અનુસાર પોતાનો કાર્યક્રમ યોજનાની સ્વતત્રતા હોવી જોઈએ ઉપરાત દરેક શિક્ષકને પણ એવી છૂટ મળવી જોઈએ કે જેથી તે પોતાની અગત શક્તિઓ તેના કાર્યમા સીંચી શકે અને તે શિક્ષણના કારખાનાનુ એક પૈડુ બનવાને બદલે તેના વિદ્યાર્થીઓની સાથે અગત હાર્દિક સબધ કેળવીને તેમનો સાચો શિક્ષક-ગુરુ-આચાર્ય બની શકે દરેક શાળાની વ્યવસ્થામા સ્વતત્રતાનો સિદ્ધાત હુ તો એવી રીતે જડી દઉં કે જેથી તેના સમગ્ર તત્રને જ નહિ પણ તેના જુદાજુદા અગને-શિક્ષકોને તેમજ વિદ્યાર્થીઓને પણ-ઘણી જાતની છૂટ મળે હુ કઇ અધાધૂધીનો હિમાયતી નથી હુ અનાચારનો નહિ પણ સ્વતત્રતાનો આગ્રહ કરુ છુ જ્યા સાચી સમજ હોય અને જ્યા દરેક પોતાના તેમજ સામાના હકને પણ માન આપે ત્યા જ સાચી સ્વતત્રતા સંભવે

## ૬

### વીર વાતો તરફ વળો !

આવી સ્વતત્રતાથી કેળવણીનુ ઉન્નત ધ્યેય સધાય તે સાર દરેક શાળાના વાતાવરણમા રાષ્ટ્રીય પ્રેરણા હોવી જોઈએ શાળાએ બાળકના કૂમળા દિલમા એવા સૂર જગાવવા જોઈએ કે જે પછીના વરસોમા ઝણઝણ્યા કરે આવી પ્રેરણા પ્રથમ તો ધાર્મિક શિક્ષણમાથી મળી શકે સાચી કેળવણીની કોઈ પણ સુયોગ્ય રચના હુ નથી કલ્પી શકતો કે જેમા ધર્મના આધ્યાત્મિક તત્ત્વને પ્રથમ સ્થાન ન હોય

ઉપરાત સારી દુનિયાની ને ખાસ કરીને સ્વદેશની, શૌર્યની કથાઓમાથી પ્રેરણા પામી શકાય તેમ વિજ્ઞાન ને કલામાથી પણ તે સાપડે જો પોકળ પ્રમાણપત્રોવાળા નહિ પણ નિષ્ણાત શિક્ષકો તે શીખવે તો, તે સાહિત્યમાથી પણ મળે—જો તે એક ફરજિયાત બોજારૂપે નહિ, પણ ઊંડા રસથી વચાય તો શાળાના વાતાવરણ અને પ્રણાલિકામાથી પણ ભરપૂર પ્રેરણા મળી શકે છેવટે—ને સૌથી વધારે તો—મહાનુભવ ગુરુવર્ય પાસેથી તે સાપડી શકે

રેખાગણિતના એક સૂત્ર કરતા શૂરાતનની એક વાત વધારે ઊંડી છાપ પાડી શકે બીજગણિતના બધાયે પાઠ કરતા, જોન ઑફ આર્ક કે નેપોલિયનની વાતો વધારે પ્રેરણા પૂરી શકે જો આજની સારી દુનિયાને, અને ખાસ કરીને આયર્લૅન્ડને કોઈ

ચીજની વધારેમા વધારે જરૂર હોય તો તે પ્રેમશૌર્યના નવા અવતારની છે સરકારી નોકરી માટે જરૂરી ગણાતી શક્તિને બદલે પ્રાચીન યોદ્ધાઓના જેવી હિંમત, શક્તિ અને સત્યનિષ્ઠા આપણી શાળાઓમા કેળવવાને થોડા પગલા પણ ભરવામા આવે તો છેવટે આ દેશમા સાચા શિક્ષણનો ઉદય થાય, અને પરિણામે આયરિશ શાળાઓ બાળકોને કેટલા તેજસ્વી અને પ્રાણવાન બનાવી શકે ને આપણા કેળવણી ખાતાના પ્રધાન આયર્લૅન્ડના જુવાન વર્ગને કેવી વીરહાક સુણાવી શકે !

જ્યારે અમે ગત એન્ડાની (રાષ્ટ્રીય) પાઠશાળા શરૂ કરી ત્યારે હું દરરોજ મારા બાળકોને કહેતો "આપણે કુહાલનના આ શૌર્યમંત્ર આયર્લૅન્ડમા જગાવવા ને જમાવવા જોઈએ 'આબરૂ ગુમાવીને ઘણા વરસ જીવવુ તે કરતા આબરૂભેર થોડા વરસમા મરવુ બહેતર છે' 'ભલે એક દિવસ અને એક રાતમા મારુ આયુષ્ય ખપી જાય—ફક્ત મારો યશ અને પરાક્રમ અમર રહે તો બસ તેજ પ્રમાણે ફિયાનાના શૂરા સૈનિકોની પણ વીરહાક વગાડીએ કે 'અમે કદી એક જુઠ્ઠો બોલ નથી બોલ્યા' 'અમારા બાળકોમા તાકાત છે, અમારી જીભ પર સચ્ચાઈ છે, અને અમારા દિલમા ઈશ્વર વસે છે' તેમ માનમ કીલનો મંત્ર પણ ઉચ્ચારીએ કે 'જો હું મરીશ તો મારા વતનભાઈઓના અતિ સ્નેહથી જ' "

અને આ જૂનવાણીમા આપણે ઇતિહાસની તાજી કહાણીઓ પણ ઉમેરીએ 'રેડ્યુ'[1] અને વુલ્ફ ટોનની,[2] રોબર્ટ એમેટ[3]

1 એલિઝાબેથના સમયનો આયર્લૅન્ડનો યોદ્ધો
2 સન ૧૭૯૮ના બળવાનો સરદાર.
3 સન ૧૮૦૩મા નિષ્ફળ નીવડેલા બળવાનો સરદાર.

અને જોન મીચેલની,[1] ઓ'ડોનવન રોસા[2] અને ઓ ગ્રોવનીની[3] વીરકથાઓ પણ દિલમા ઘૂટવી જોઈએ એમેટ અને (તેની નોકર) એન ડેવલીનના શુરાતનની વાતો સાભળીને આપણા છોકરાઓ અને છોકરીઓના દિલ હલમલી જાય છે, એ મેં જાતે જોયુ છે, અને આવી પ્રેરણાનો કેળવણીના કાર્યમા ઉપયોગ કરવો એ હું વાજબી માનુ છુ

કેળવણીમા રાષ્ટ્રીય તત્ત્વ ખાસ કરીને આવસ્યક એટલા માટે છે કે તે બાળકની ઉત્તમ વૃત્તિઓને ખીલવીને તેના સર્વોત્કૃષ્ટ આદર્શને જીવનમા સિદ્ધ કરવા પ્રેરે છે જો મેં આગળ જણાવ્યુ છે તે પ્રમાણે બાળકનું ઉત્તમ વ્યક્તિત્વ ખીલવવાનું કામ શિક્ષકનુ હોય, તો કઈ પણ રાજકીય પ્રચારની વાત એક બાજુએ રાખીને પણ રાષ્ટ્રીય તત્ત્વને અત્યત આવસ્યક ગણવુ જોઈએ જે શાળા આ તત્ત્વને બાતલ કરે છે તે કેવળ શિક્ષણની દૃષ્ટિથી પણ દોષિત ગણાય

અંગ્રેજ સરકારે આ રાષ્ટ્રીય તત્ત્વને આયર્લેન્ડની કેળવણીમાથી સદતર ભૂસી નાખ્યુ છે તેથી જ આપણને ગુલામ બનાવવામા તે પૂરેપૂરી સફળ નીવડી છે ખરેખર તે એટલી બધી સફળ થઈ છે કે આપણને લાગતું પણ નથી કે આપણે ગુલામ બન્યા છીએ આપણામાના કેટલાક તો તેમની બેડીઓને શણગારરૂપ માને છે, અને એવી શકા પણ સેવે છે કે આ બેડીઓ કાપી નાંખવામા આવશે ત્યારે કદાચ તેમની હાલની સુખશાતિ નાશ તો નહિ પામે!

૧ સન ૧૮૪૭ના તરુણ આયર્લેન્ડ પક્ષનો એક ધુરધર કાર્યકર્તા
૨ સન ૧૮૬૭ના નિષ્ફળ ગયેલા બડનો એક આગેવાન
૩ સન ૧૮૯૩મા સ્થપાયેલા ગેલિક સઘનો એક અગ્રેસર

જે પ્રજા એક વખતે સ્વતંત્રતાને અનહદ આવેશથી ચાહતી હતી તેનામાં આવો ભયંકર ચિત્તભ્રમ થયો છે તેમાં જ 'રાષ્ટ્રીય' (પ્રાથમિક) અને માધ્યમિક કેળવણીની 'ચમત્કારિક ફતેહ' સમાયેલી છે. માત્ર પોણોસો વરસ પહેલાં આયર્લૅન્ડમાં એવું અડગ અને અણનમ સત્ત્વ હતું કે જેને ક્રોમ્વેલ છૂંદી નહોતો શક્યો, જેને જુલમી કાયદા ભૂંસી નહોતા શક્યા, જે ૧૭૯૮ના દાવાનળમાં ભસ્મ નહોતું થયું, અને જેને પીટ અઢળક ધનથી પણ ખરીદી નહોતો શક્યો. કારણ એ જ કે ત્યાં સુધી પ્રાચીન સાહિત્યમાંથી રાષ્ટ્રીય અસ્મિતાનાં ઝરણાં પ્રજા પામતી હતી; પણ પંચોતેર વરસની સરકારી 'કેળવણી' પછી તે ભાવના આજે નષ્ટ થઈ ગઈ છે. (ઇંગ્રેજી ભાષાસાહિત્ય પર કેળવણીનું મંડાણ કરીને સરકારે રાષ્ટ્રીય સાહિત્યને છેક જ વિસારે પાડ્યું છે.) નવી કેળવણીના રાષ્ટ્રીય સંસ્કારના સૂર ફરીથી જગાવવાના તો છે જ. પણ તે ઉપરાંત, આપણી પ્રજાની નષ્ટ થયેલી મરદાનગી પણ ફરીથી ખીલવવાની છે. તેથી શાળાઓમાં રાષ્ટ્રીય પ્રેરણા મળવી જોઈએ તેમજ પ્રજાકીય શક્તિ પણ ખીલવી જોઈએ. આ માટે આયર્લૅન્ડે પ્રાચીન શૌર્યકથાઓ સેવવી ઘટે છે.

છેવટે, ખરેખરી પ્રેરણા તો સાચો શિક્ષક જ આપી શકે. જો આપણે પહેલાંની માફક બાળકોને યોદ્ધાઓ અને ઋષિમુનિઓ પાસે ન પાડવી શકીએ તોયે આપણે યોદ્ધાઓ અને ઋષિમુનિઓનાં દર્શન તો બાળકોને વખતોવખત કરાવી શકીએ. બીજા બધા ધંધામાં નાપાસ થયેલાઓને શાળાઓના મહેતાજીઓ તરીકે ઠોકી બેસાડવાની હાલની નીતિ નાબૂદ કરવી જોઈએ અને આવા ધર્મગુરુ સમા પવિત્ર કાર્ય માટે પ્રજાના સર્વોત્તમ બુદ્ધિવાળા ઉદારચરિત નરરત્નોને જ શોધવા જોઈએ.

થોડા વખત પર બેલ્જિયમની એક શાળામાં હું ગયો હતો, ત્યારે એક વૃદ્ધ પુરુષ ચુપચૂપ બેઠેના છોકરાઓના નાના સમૂહની સાથે બહુ જ ધીમેથી સાહિત્ય વિષે સુંદર વાર્તાલાપ કરતો હતો પછી મને ખબર પડી કે તે સાંપ્રત કાળનો એક સર્વોત્તમ ફ્લેમીશ કવિ હતો આવી કોટિના પુરુષોનો સત્સંગ નિશાળોમાં જમાવવો જોઈએ કંઈ દરેક કવિ સારો શિક્ષક ન હોય—જેમ દરેક શિક્ષક કંઈ કવિ તો ન જ હોય પણ કેટલા જુજ શિક્ષકો સાહિત્યમાં કંઈ પણ હાર્દિક રસ લે છે—અને તેમના મગજ રોજના વર્ગોની ઘરેડમાં અને વરસને અંતે લેવાની પરીક્ષાના પરિણામમાં કેટલા ગુંચવાયેલા રહે છે।

ખરી વાત એ છે કે હાલ મહેતાજીઓને અગત પ્રતિષ્ઠા અને સ્વતંત્રતા, પગાર અને નોકરીના જે ધોરણસર આપણી શાળાઓમાં નીમવામાં આવે છે તે મુજબ યોગ્ય સ્ત્રીપુરુષો કદી મળી શકે જ નહિ આ વિષય જાહેરમાં એટલો બધો ચર્ચાયો છે કે તે વિષે અત્રે વધુ લખવાની જરૂર નથી સૌ કોઈ સમજે છે કે એક પોલીસ કરતા એક શિક્ષકને વધારે પગાર મળવો જ જોઈએ અને એ ખરેખર ઘણી જ શરમની વાત છે કે આપણી માધ્યમિક શાળાઓમાં ભણાવતા ઘણા યે હોશિયાર અને સંસ્કારી શિક્ષકોના કરતા નાઈબ્રીજના એક ગાડી હાંકનારને વધારે પગાર મળે છે।

૭

## સ્વરાજ મળે ત્યારે . . .

કેળવણીનુ નવસર્જન કરવાની મારી ભાવના મ સામાન્ય
શબ્દોમા સૂચવી છે કેળવણીના તંત્ર અને સાચા વિષે હુ ખાસ
લખતો નથી એ તો છેક જ ગૌણ વિષય છે આપણે સર્વે સહેજે
કલ્પી શકીશ કે સ્વતંત્ર આયર્લૅન્ડને પ્રથમ તો ખૂબ ખર્ચ કરવુ
પડશે ઉત્તર અને દક્ષિણના સર્વે દેશીઓને મળીને અંગ્રેજી
કળવણીના તંત્ર પર એવા સખત હથોડા મારવા પડશે કે જેથી
તેના ઉધાઈથી સડી ગયેલા લાકડાપાટિયા ચૂરા થઈ વેરાઈ
જાય એ પણ દેખીતુ છે કે જ્યારે રાષ્ટ્રીય રાજતંત્ર રચાશે
ત્યારે આયરિશ પ્રધાન ધારાસભાને જવાબદાર હશે અને તેના
હાથમા કેળવણીના અત્યાર સુધી છૂટા રહેલા બધાયે સૂત્રો
એકત્ર થશે આ સૂત્રોના નિયામકો હાલ ચાર છે ( જે સરકસના
ગધેડાના પગ ને માથાની માફક હમેશા એકબીજાની સાથે ગોથા
લડાઈ કર્યા કરે છે) (૧) 'રાષ્ટ્રીય' (પ્રાથમિક) શિક્ષણના
ઉપરીઓ, ( ૨ ) માધ્યમિક શિક્ષણના ઉપરીઓ, ( ૩ ) કેટલીક
વિશિષ્ટ શાળાના નિયામકો, અને ( ૪ ) કેળવણી અને ઔદ્યોગિક
શિક્ષણનુ ખાતુ—જે વિજ્ઞાન કલા, માછલીઓ, સોયકામ, મરઘી,
ખોરાક, દવાદારૂ, ઘોડાની ઓલાદ વગેરે વગેરે અનેકવિધ બાબતો

પર દેખરેખ રાખે છે અને જેના શતાવધાની અમલદારો એક ઘડીમા નાઈલના કિનારા પર આવેલા પુરાતન ખડિયેરો પરથી નજર ઉઠાવીને અત્રેના ઢોરોમા ફાટી નીકળેલા રોગ પ૦ સહેજમા ધ્યાન આપી શકે છે! વળી મારે ભાગ્યે જ કહેવાની જરૂર છે કે આ ચાર ખાતા ઉપરાત ડબ્લિનની સરકારનો અકુશ તો આ ખાતામા ખર્ચાતી પાઈએ પાઈ પર હોય છે જ અને ડબ્લિનની સરકારની પાછળ સર્વે નિયામકોનુ સર્વોપરિ બ્રિટિશ તિજોરીખાતુ બિરાજે છે—જેની હકૂમતનો જોટો દુનિયાના કોઈ રાજ-વહીવટમા છે નહિ•

ભવિષ્યમા પ્રાથમિક, માધ્યમિક અને ઊંચી કેળવણીનુ નિયમન કરવાને માટે કેળવણીના પ્રધાન સુયોગ્ય અમલદારો તો નીમશે જ પણ તેઓ સર્વે સ્વતત્ર બડેખાંઓ નહિ હોય પણ તેમના એક ઉપરીને તાબે રહેશે શાળાઓનો સ્થાનિક વહીવટ પણ જિલ્લા બોર્ડને નહિ પણ કેળવણીના શાસ્ત્રમા નિષ્ણાત હોય એવા સ્થાનિક ગૃહસ્થોને સોંપવો જોઈશે તેમજ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષકોને એક રાષ્ટ્રીય સઘમા જ એકત્ર કરવામા આવશે તેમની ફેરબદલી એક નાનકડા ક્ષેત્રમા નહિ પણ દેશભરમા યોગ્ય જણાશે ત્યા થઈ શકશે—તેમના પગાર, બઢાઈ તેમજ નોકરીના તમામ હક અને સયોગો સુધારવામા આવશે અને તેમને ટૂકી બુદ્ધિના અમલદારોના સ્વચ્છદી અકુશમાથી સ્વતત્ર બનાવવામા આવશે

ભાષાની બાબતમા હું દ્વિભાષી પદ્ધતિ અખત્યાર કરીશ આયર્લન્ડમા આજે સાતમા ભાગની વસ્તી આયરિશ બોલે છે, અને બાકીની વસ્તી અગ્રેજી બોલે છે આયરિશ રાષ્ટ્રવાદીઓ અગ્રેજી વિભાગમા પણ આયરિશને જ માતૃભાષા તરીકે દાખલ કરશે અને તેને જ સ્વતત્ર આયર્લન્ડની રાષ્ટ્રભાષા તરીકે સ્થાપશે તેથી આયરિશ વિભાગમા તો બધી કેળવણી આયરિશની મારફત જ

આપવામાં આવશે, અને અંગ્રેજી બીજી ભાષા તરીકે શીખવવામાં આવશે. આ ક્ષેત્રમા કદી પણ કોઈ વિષયની કેળવણી અંગ્રેજીમા તો ન જ અપાય. પણ જે વિશાળ પ્રદેશમા અંગ્રેજી ભાષા ઘૂસી ગઈ છે ત્યા નિરુપાયે પ્રથમ ભાષા તરીકે અંગ્રેજીને જ સ્વીકારવી પડશે. પણ ત્યા બીજી અને ફરજિયાત ભાષા તરીકે આયરિશ શીખવવી જોઈએ અને વળી લગભગ પહેલેથી જ બધા વિષયોનુ શિક્ષણ આ રાષ્ટ્રીય ભાષાની મારફત જ આપવાની ખાસ કાળજી રખાશે. આ રીતે જ અંગ્રેજી બોલતા મુલકમા આયરિશને ફરીથી માતૃભાષા બનાવી શકાશે.

શિક્ષણક્રમની વિગતોમા તો દરેક શાળાને બને તેટલી સ્વતત્રતા આપવી જોઈએ. શિક્ષણનુ એક ધોરણ ઘડવાનુ, શિક્ષકોને સલાહ અને પ્રેરણા પહોચાડવાનું અને બીજા દેશના કેળવણીના પ્રવાહોથી તેમને વાકેફ રાખવાનુ કામ તો કેળવણીખાતાનું રહેશે. હું તો કેળવણીનુ મધ્યબિંદુ ઉપરીખાતાના અમલદારો પરથી ખસેડીને શિક્ષક પર જ સ્થાપુ. આવુ તત્ર ખરુ જોતા શિક્ષકોનુ જ બનવુ જોઈએ. ડાયરેક્ટરોને બદલે શિક્ષકો જ ભવિષ્યમા પ્રજાની કેળવણીનુ સુકાન હાથમા લેશે.

વળી, શિક્ષકોમાથી જ તપાસનીશો અને એ તપાસનીશોમાંથી જ ખાતાના ઉપરીઓ પસદ કરવામા આવશે. અનુભવી કામેલ શિક્ષકોને જ મહાવિદ્યાલયોમા પણ નીમવામાં આવશે.

મારે ભાગ્યે જ ઉમેરવાની જરૂર છે કે સરકારી પરીક્ષાઓની પદ્ધતિ તો નાબૂદ કરવી જોઈશે. તે નાબૂદ થશે ત્યારે પણ સજ્જનો તેને શાપ દેશે. એ આયર્લૅન્ડમા ખૂબમા ખૂબી ચીજ નીવડી છે. દા૦ હાઈડે એક વખત સરકારી કેળવણીખાતાને ‘ખૂની ચરખા’ની ઉપમા આપી હતી. આ કેળવણી જે ‘જીવતું મોત’ નિપજાવે છે તે પૂરા મોત કરતા વધારે ભયકર

છે આ ચીજે દારૂ અને વેશ્યાના વેપાર કરતા પણ વધારે સત્યાનાશ વાળ્યુ છે તેને જલદી જમીનદોસ્ત કરો ! જો કોઈને હજી તેનો પ્રેમ હોય તો તે ભલે નરકમા જઈને આ ખૂની પરીક્ષાઓ * ચલાવ્યા કરે !

સારા પગારવાળા અને સારી તાલીમ પામેલા શિક્ષકો, સર્વસાધનસપન્ન અને સુંદર શાળાઓ, અને પોતાના જ ક્રમ મુજબ લેવાતી પરીક્ષાઓમા ઊંચે નબરે પસાર થતા વિદ્યાર્થીઓને ઇનામ આપવાને પૂરતા નાણા—આ વિશિષ્ટ લક્ષણો નવી માધ્યમિક શાળાઓના હશે ઘરમા ને બહાર થઈ શકે એવી હાથમજૂરીના કામ પણ દરેક શાળામા શીખવવામા આવશે તેની આતરિક વ્યવસ્થા મેં બીજી ઠેકાણે વર્ણવેલા બાળગણ્યો જેવી હશે—જેમા બાળકો પોતે જ પોતાના નિયમો અને અગ્રેસરોને પસદ કરે દરેક વ્યક્તિ સોળે પાદરીએ ખીલે છતાં બીજાને તેથી હાનિ ન થાય વિશાળ મેદાનોમા સુદર રમત ખેલાય તેથી શરીરનુ અને મનનુ જતન થાય—ખેતરો અને જગલો, ખીણો અને ડુગરો જળ જમીન અને પશુપક્ષીનો નિકટ સહવાસ કેળવાય, કુદરતની પ્રચડ શક્તિઓની સામે રોજ સાહસિક સામનાઓ થાય, અને આ બધાને પરિણામે કાયા કઠણ થાય અને આત્મબળ પ્રચડ તેજથી ઝળહળી ઊઠે !

છેવટે, આ સમગ્ર તત્રમા સ્વતત્રતાનો પ્રાણવાયુ સચરવો જોઈએ—જે આયર્લૅન્ડે તો સૈકાઓ વગરથી અનુભ યો નથી, જે એક વખતે ઍથેન્સની શેરીએ શેરીમા જોશથી ફુકાતો ને જે પ્રાચીન કાળમા આપણા નામચીન વિશ્વવિદ્યાલયોમા મર્દોના દિલમા પ્રેમશૌર્યની જ્વાલાઓ સતેજ રાખતો

* આને કેટલીક રીતે આપણી મેટ્રિકની પરીક્ષા સાથે સરખાવી શકાય.

# સંત એંડ્રૂની પાઠશાળા

[ એક ફતેહની કહાણી ]

[ પિયર્સે આ શાળા ૧૯૦૮ના સપ્ટેમ્બર માસમા સ્થાપી હતી, ને
તે વિષે તેના અત્રે પ્રકટ થતા લેખો તેણે શાળાના સામયિક પત્ર માટે
જુદેજુદે વખતે લખ્યા હતા. તેમા આ શાળાનો કંઈ વિગતવાર
ઇતિહાસ નથી, પણ તેના મહાન આચાર્યની આશાઓ અને ભાવનાઓની
તેમજ તેની સિદ્ધિમા મળેલી થોડીઘણી સફળતાની તેણે કંઈક ઝાખી
કરાવી છે. વળી આ શાળા સ્થાપતા અને ચલાવતા તેને જે વ્યાવહારિક
મુસીબતો પડેલી તેનો પણ આબાદ ચિતાર તેણે આપ્યો છે. તેથી
આપણા દેશમા પણ આવા પ્રયાસ કરનારને ઘણી રીતે એ બોધદાયક
નીવડશે. ઇ. યા. ]

## ૧

### મંગલાચરણ

(કલન્સવુડ હાઉસ, જૂન ૧૯૦૯)

દર સાલ ઉનાળામાં અને નાતાલમાં આ શાળાપત્ર પ્રકટ
કરવામાં આવશે. તેમાં અમારી સાહસની પ્રગતિનું અવલોકન
કરીશું અને શાળામાં થતા વિદ્યા અને કલાના કાર્યની નોંધ

ગંધરીશું. આમ એનો હેતુ આવાં બીજાં પત્રો કરતાં વધારે વિશાળ ને તદ્દન છલાંકીદો રહેશે તે માત્ર શાળાની જાહેરાતની પત્રિકા જ નહિ હોય, પણ કેળવણી ને સાહિત્યના સવાલોની ચર્ચાનું તે એક મુખપત્ર બનશે. ઉપરાંત આવાં પત્રોમાં ભાગ્યે જ જોવામાં આવે છે તેવી અંગત ભાવનાઓ પણ તેમાં રજૂ થશે. માત્ર મારા જ નહિ પણ મારી સાથે આ શાળામાં સામેલ થયેલા સાથીઓના પણ વિગતવાર અભિપ્રાયોનું તે વાહન બનશે.

અમારો કંઈ આ ધાર્મિક સંઘ નથી. છતાં હું નથી ધારતો કે કોઈ પણ ધાર્મિક સંસ્થાના સાથીઓમાં અમારા કરતાં ભાવનાઓનું વધારે ઐક્ય હોય કે બિરાદરીની વધારે તમન્ના હોય. અને છેલ્લા એક વરસમાં આ મીઠી બિરાદરીની જે ઓર સુગંધ મારા દિલમાં પમરી છે તેથી જ આ શાળાને વિષે મેં 'સાહસ' શબ્દ આગળ વાપર્યો છે. બાકી, અમે કંઈ અણુચિન્ત્યાં આંધળિયાં કર્યાં છે કે તેમાં કંઈ અસાધારણ મુસીબત છે એવું તો અમે કદી માન્યું જ નથી.

આ શાળાની વિગતવાર કથા હું આ પત્રમાં વર્ણવીશ એમ ધારીને કેટલાક મિત્રો તેના પર મીટ માંડીને બેઠા છે. ખરું જોતાં તો તે વિષે મારે લખવાનું થોડું જ છે. વર્તમાનપત્રોમાં ને બીજે ઠેકાણે મારા પર ઘણા ઉચ્ચ દેશભક્તિના આશયો આરોપવામાં આવ્યા છે. પણ મારા દિલની પ્રેરણા તો એક જ છે—બાળકોનો, તેમની નીતિરીતિનો અને તેમના સમનો અગાધ પ્રેમ. મારો એક જ હેતુ છે—બને તેટલાં બાળકોને ઉમદા મરદ બનાવવાનો. મને તો સર્વ જીવત પ્રાણીઓમાં એક કુમાર વધારેમાં વધારે મનોરંજક લાગે છે તેથી ઘણા વરસોથી ઊંચા આદર્શ પર તેમનાં જીવન કેળવવાની તક મેળવવાને હું ઝંખતો. એક વર્તમાનપત્રકાર તરીકે અને મહાવિદ્યાલયમાં એક શિક્ષક તરીકે આવી કંઈ તક

મને સાંપડી નહિ તેથી છેવટે મારા આવેશના સંતોષની ખાતર જોઈતી સંસ્થા સ્થાપવાનો મેં નિશ્ચય કર્યો.

પ્રથમ તો, વિદ્વાનોને બદલે સજ્જનો કેળવાય, છતા કેવળ પરીક્ષામા પગાર ન થાય પણ વિદ્યાના સાચા પ્રેમી બને એવા મરદો બનાવવાને એક શાળાની યોજનામા કેટલાક અંગત મિત્રો મારી સાથે સામેલ થયા વળી મારી વ્યાખ્યા મુજબ આ દેશમાં તો પક્કો આયરિશ હોય તે જ સજ્જન હોઈ શકે (કારણ કે તે સારો અંગ્રેજ કે ફ્રેંચ તો ન જ બની શકે) તેમજ આપણું બાળકોને માટે કલ્પેલી સર્વ વિદ્યાના પાત્રો આયરિશ સાહિત્ય પર જ રચાવા જોઈએ તેથી દેખીતી રીતે મારી શાળા એવી આદર્શ આયરિશ રાષ્ટ્રીય શાળા બનવી જોઈએ કે જેનો જોટો છેલ્લા ત્રણસો વરસથી જોવામા નથી આવ્યો. આ વાત મારા બેત્રણ દિલોજાન દોસ્તોને સોએ સો ટકા ગમી ગઈ તેનુ ફળ તે આ અમારી રક પાઠશાળા

આવી યોજનાની સફળતાને માટે જરૂરી ઘણી બાબતોમાં હું આબાદ રીતે ફાવી ગયો છુ એ મારુ અહોભાગ્ય માનું છુ! અણધાર્યા સયોગોથી મને ઘણુ જ સરસ સ્થલ ને મકાન મળી ગયા, મને સરસ સાથીઓ પણ મળી ગયા; ને પહેલા સિત્તેર કુમાર પણ એવા સરસ મળ્યા છે, કે જેમના પ્રેમનો સુવાસ— પછી નિશાળ ગમે તેટલા વરસ ભવિષ્યમા ચાલે તોયે—મારા દિલમા સદૈવ પમર્યા કરશે

અમને ડબ્લિનનુ એક અસલના વાગનું આલીશાન મકાન ને વળી ભાતભાતના ફળવૃક્ષોવાળી સુંદર વાડી અને રમતગમતનું વિશાળ મેદાન—એ બધુ સામટુ મળી ગયુ, એ તો અમારું સદ્ભાગ્ય જ. અમારા કલન્સવુડ હાઉસનો ઇતિહાસ ઘણો પ્રાચીન છે. આશરે ત્રણસો વરસ પર કલનના જગલમા આયરિશ બહારવટિયાને આશરો

મળતો એ વાત છેક સો વરસ પૂર્વે પણ જાણીતી હતી. દૂર દૂરના પહાડો પરથી ઊતરી આવીને આયરિશ યોદ્ધાઓએ સન ૧૨૦૯ના ઈસ્ટરના સોમવારે બ્રીસ્ટલ (ઇંગ્લંડ) ના હુમલાખોરોની કતલ કરેલી; તે અમારા જંગલના ઝાડવાની છાયા નીચે જ. તે ઉપરથી ઈસ્ટરનો સોમવાર ડબ્લિનની તવારીખમા હમેશા 'કાળો સોમવાર' જ ગણાતો અને અમારી બારીઓમાથી જે જમીન પર નજર પડે છે તે 'લોહિયાળા ખેતર'ને નામે મશહૂર હતી વળી થોડા વરસ પછી બ્રીસ્ટલથી નવા માણસો આવીને ડબ્લિનમા વસ્યાં, અને ૧૩૧૬મા તેમણે આ જ જંગલમા ઓ–ટુલ વંશના આયરિશ યોદ્ધાઓને હરાવીને આગલી હારનુ પાકુ વેર લીધેલુ એમ તવારીખમા વાચ્યુ છે આ તો બધો ખૂબ જૂનો ઇતિહાસ કહ્યો પનુ સન ૧૮૩૩માં આ ઘરનો જે માલિક હતો તેની પાસેથી જૉન લેકી નામના ગૃહસ્થે તે વેચાતુ લીધેનુ તે લેકીના દીકરાનો દીકરો પ્રખ્યાત ઇતિહાસકાર વિલિયમ એડવર્ડ હાર્ટપોલ લેકીનો જન્મ આ જ ઘરમા સન ૧૮૩૮મા થયેલો આમ અમારો આવાસ વિદ્વત્તા અને દેશભક્તિના ઉચ્ચ આદર્શોથી પુનિત થયો છે લેકીની વિદ્વત્તાની બરાબરી અમારો લેહિયાળામા લોહિયાર વિદ્યાર્થી પણ ભાગ્યે જ કરી શકશે, ત્યારે બીજી પાસ લેકીનો સ્વદેશપ્રેમ ગાયા દિવસો અને જીવનભર જગજગેલો દીવા જેવા અમારા જેવા ઊંડા અને અચળ પાયા પર ચ્યારેનો તો નહોતો જ.

હાલ્ટનવુડ હાઉસમાં કામ કરવાની મને ઘણી મજા પડી છે તેથી પણ વધારે મજા, જેમને મારા ગાયા દોરતો અને નિગાહરો કરી શકુ તેમની સાથે કામ કરવામાં પડી છે એથી વધારે હર્ષની વાત તો એ છે કે માગ દોરનો અને નિગારોમાં શિષ્યોની સાથે શિષ્યોનો પણ સમાવેશ હું કરી શકુ છું આખા વરસ

દરમ્યાન રોજના કામકાજમાં હું ઘણો કડક રહ્યો છું, તેથી આ અવસરે જરા છૂટથી વખાણ કરવાની તક લઉં છું. એ સંભવિત છે કે છોકરાઓને જરા વધારે પલોટીને તેમનાં ભેજાંમાં અમે વધારે જ્ઞાનનો ખજાનો ઠસોઠસ ભરી શકયા હોત. પણ હું નથી ધારતો કે બીજી કોઈ પણ પદ્ધતિથી કે બીજા કોઈ શિક્ષકગણની મારફત વિદ્યાર્થીઓ પાસેથી હસીખુશીને વધારે સંગીન કામ લઈ શકાયું હોત, અથવા તો ભવિષ્યના કાર્યને માટે વધારે સંગીન તૈયારી થઈ શકી હોત.

હું કબૂલ કરું છું કે અમને અનેક રીતે સોનેરી સયોગો સાંપડ્યા છે. આખા આયર્લૅન્ડમાં આવડી નાની કોઈ શાળા નથી કે જેના વિદ્યાર્થીઓમાં અંગત અને રાષ્ટ્રીય શક્તિનું વધારે બિરદ હોય. અમારા સિત્તેર છોકરામાંથી ભાગ્યે જ કોઈનું કુટુંબ એવું હશે કે જેમાં દેશપ્રેમ અને સ્વાર્થત્યાગની કે સાહિત્યની કે રાજકીય સેવાની કંઈ પ્રણાલિકાઓ નહિ હોય. અવન-માહના પ્રાચીન બાળસૈન્યનો દરેક છોકરો કોઈ શૂરાનો ફરજન્દ હતો, તેમ અમારી શાળાના બાળચમૂનો પણ દરેક છોકરો આયર્લૅન્ડમાં કોઈ ને કોઈ વિષયમાં નામાંકિત થયેલા પુરુષનો દીકરો કે ભાઈ, ભાણો કે ભત્રીજો છે. આ એક જ વાત અમને ભવ્ય પ્રેરણા આપવાને બસ છે. 'હું મારા બાપનો દીકરો છું' એવું ભાન દરેક બાળકને જીવનમાં પ્રયાણ કરવાને ઠીક જોમ આપે છે.

વળી અમારી જાહેરાતની પત્રિકાથી પણ અમને ખૂબ લાભ થયો છે. અમારી શાળાને સર્વશ્રેષ્ઠ રાષ્ટ્રીય પાઠશાળા તરીકે અમે વર્ણવી છે તેથી તેની કીર્તિને અમારે શોભાવવી જ રહી. અમારે આયર્લૅન્ડના નામને પણ ઉજાળવું જોઈએ. આયર્લૅન્ડની જે વીર પ્રણાલિકાઓને અમે સચેત કરી ચિરંજીવી કરવા ચાહીએ છીએ તેને લાયક પણ અમારે થવું જ જોઈએ. અવન-માહની ગાથા

ઝજેની બાળસેનાના શૂરાઓ કૉનૉટની રાણી મેવની સામે પોતાના અલ્સ્ટર પ્રાંતનો બહાદુરીથી બચાવ કરતાં એક નામચીન નાળા આગળ કતલ થયા હતા, અને તે પછી પણ તેમનાં મુખડાં પર કૌમાર્યની સુંદર સુરખી ઝળકી રહી હતી; કુહાલનની અમર કીર્તિ અને તેના અમર વચનામૃત જે હજી કાનમાં વાગે છે' 'આબરૂ ગુમાવી ઘણાં વરસ જીવવું તે કરતાં આબરૂભેર થોડાં વરસમાં મરવુ એ બહેતર છે' ને 'ભલે એક દિવસ ને એક રાતમાં મારું આયુષ્ય ખપી જાય—ફક્ત મારો યશ અને પરાક્રમ અમર રહે તો બસ;' તેમજ ફીઆનાની મોટી નામના અને મગરૂબ વચન. 'અમે કદી એક જુઠ્ઠો બોલ નથી બોલ્યા, નથી અમારા ઉપર જૂઠું બોલવાનો આરોપ કોઈએ કદી મૂકયો' ને વળી 'અમારાં બાવડાંમાં તાકાત છે, અમારી જીભ ઉપર સચ્ચાઇ છે અને અમારા દિલમાં ઈશ્વર વસે છે;' ને છેવટે ઈસુ ખ્રિસ્ત જેવા પવિત્ર કૉલમ કીલનો એકરારઃ 'હું મરીશ તો મારા જાનભાઇઓના અતિ–સ્નેહથી જ'—આ સર્વે પૂર્વજોની કીર્તિ, કર્મ અને વાણીને અમારે દીપાવવાં જ જોઈએ.

આવા પ્રોત્સાહનથી આયરિશ છોકરાઓને બહાદુર અને સ્વાર્થત્યાગી, સાચા અને પવિત્ર થતાં સહેલાઈથી શીખવી શકાશે. મારી ખાતરી છે કે બીજા કોઈ આદર્શ તેમની કલ્પનાને કે હૃદયને શૂરાતનનો વધારે પાનો નહિ જ ચડાવી શકે.

કેળવણીમાં રાષ્ટ્રીય તત્ત્વ એટલા માટે જરૂરી છે કે તે બાળકની ઉત્તમ વૃત્તિઓને પોષીને તેના સર્વોત્કૃષ્ટ આદર્શને જીવનમાં સિદ્ધ કરવા પ્રેરે છે. ગેલિક સંઘના એક સભાસદ તરીકે રાષ્ટ્રીય ભાષાસાહિત્યનો પ્રચાર કરવા મેં પ્રતિજ્ઞા લીધી ન હોત તો એ કેવળ શિક્ષણના દૃષ્ટિબિન્દુથી પણ બને તેટલે અંશે આ શાળાને આયરિશ અને રાષ્ટ્રીય બનાવવાને હું કોશિશ કરત.

એક આયરિશ શાળાનો હું એવો અર્થ કરું છું કે તેમાં આયર્લૅન્ડને એક રાષ્ટ્ર તરીકે વિનાદલીલે સ્વીકારવામાં આવે. તમારે આયરિશ ભાષાનાં વખાણ કરવાની જરૂર નથી: આયરિશ ભાષા બોલો એટલે બસ; અંગ્રેજી રમતોને ધિક્કારવાની જરૂર નથી: આયરિશ રમતો રમો એટલે બસ; તમારે પરાયા ઇતિહાસ, સાહિત્ય વગેરેની ઉપેક્ષા કરવાની જરૂર નથી—પણ તેનો અભ્યાસ કરો તે આયરિશ દૃષ્ટિબિન્દુથી જ કરો. આયરિશ શાળામાં કંઈ માત્ર આયરિશ ભાષા જ નહિ શીખવાય—જેમ આયરિશ પ્રજા માત્ર પોતાની જ ભાષા બોલીને નહિ અટકે. ત્યાં આયરિશ પ્રજાની માફક આયરિશ શાળાના અણુએ અણુમાં આપણા સાહિત્ય અને સંસ્કૃતિની સુવાસ પમરવી જ જોઈએ.

છે. તેમજ આયર્લૅન્ડના પોણા ભાગમાંથી આયરિશ ભાષા નાબૂદ થઈ છે ત્યાં પાછી સ્વભાષા જમાવવાને માટે પણ આ એક જ પદ્ધતિ આપણું અચૂક સાધન છે.

આ પદ્ધતિ મુજબ શરૂઆતમાં તો દરેક બાળક તેના ઘરમાં જે ભાષા શીખ્યું હોય તેમાં જ તેને કેળવણી અપાય. કૉનમેરા, ડીકૉનલે, મેયો, કેરી અને વોટર્ફર્ડ જિલ્લાના કેટલાક ભાગમાં આ ભાષા આયરિશ છે. બાકીના ભાગમાં ને ડબ્લિનમાં અંગ્રેજી પ્રચલિત છે. જ્યારે હું બેલ્જિયમમાં હતો ત્યારે મેં જોયું કે બીજા વરસમાં જ નવી ભાષાનું શિક્ષણ શરૂ કરવામાં આવતું. પણ અમારી શાળામાં તો અમે પહેલા દિવસથી જ બીજી ભાષા તરીકે આયરિશ દાખલ કરી દીધી—પણ તે એવા થોડાથોડા ને મીઠડા શબ્દોમાં કે જેથી નવું ભણતર કઠણ લાગવાને બદલે બાળકોને આનંદદાયી લાગે. તો યે પહેલા વરસમાં તો શિક્ષણના વાહન તરીકે નવી ભાષાનો ઉપયોગ ન જ કરી શકાય. પણ સાધારણ વસ્તુઓનાં નામ ને સાદાં વિશેષણ અને ક્રિયાપદ સમજવામાં આવે એટલે તરત જ દ્વિભાષી પદ્ધતિનો પૂરેપૂરો અમલ શરૂ થઈ જાય.

આમ અમારી શાળામાં દરેક બાળકને આયરિશ ભાષા શીખવવામાં આવે છે. બાળવિભાગમાં અને નીચલા વર્ગમાં ત્રીસ બાળક છે તેમાંથી એક જ બાળક માતૃભાષા તરીકે આયરિશ બોલે છે; જનાં પહેલા જ દિવસથી તેમને બધાને આયરિશ શીખવવામાં આવ્યું છે. વર્ગમાં તેનો છૂટથી ઉપયોગ કરવામાં આવે છે અને અંકગણિત, કુદરતવિજ્ઞાન અને શારીરિક કવાયત શીખવવામાં પણ તેનો સાવચેતીથી જરા જરા ઉપયોગ કરવામાં આવે છે. ત્યારે ઊપલા વર્ગોમાં તો (ઊંચું ગણિત, વિજ્ઞાનશાસ્ત્ર વગેરે જે વિષયમાં આયરિશ પાઠ્યપુસ્તકો હજી તૈયાર થયાં નથી તે સિવાયના) તમામ વિષયો અંગ્રેજી ને આયરિશ—બન્ને

ભાષામા શીખવાય છે અર્થાત્ આયરિશ, અગ્રેજી અને બીજી ચાલુ ભાષાઓ, તે તે ભાષાની મારફત જ શીખવવામા આવે છે તે ભાષા સિવાયના તમામ વિષયો આયરિશ ને અગ્રેજી—બન્નેની મારફત શીખવવામા આવે છે વસ્તુત કેટલીક વાર કોઈ વર્ગ કેવળ આયરિશમા અથવા તો કેવળ અગ્રેજીમા જ લેવામા આવે છે પણ સામાન્ય નિયમ એવો છે કે દરેક વિષયનુ શિક્ષણ—પછી તે ખ્રિસ્તીધર્મ હોય કે બીજગણિત, કુદરતવિજ્ઞાન હોય કે લૅટિન—પહેલુ આયરિશ મારફત ને પછી અગ્રેજી મારફત આપવુ અથવા તે ક્રમ ઉલટાવવો રાષ્ટ્રીય નાચ અને શારીરિક કવાયતમા તો અગ્રેજીની કઈ જરૂર પડતી જ નથી ને શિષ્યો અને શિક્ષકો વચ્ચે બધો વ્યવહાર મોટે ભાગે આયરિશમા જ થાય છે

આની પ્રથા ગયા સપ્ટેમ્બર માસથી ( લગભગ નવ મહિનાથી ) ચાલે છે ને આટલા વખતમા જ તે ઘણી સફળ નીવડી છે સપ્ટેમ્બરની આઠમી તારીખે જે છોકરાઓ દાખલ થયા તેમને ખબર પણ નહોતી કે આયરિશ જેવી કોઈ ભાષા હશે છતા તેઓ હવે આયરિશમા કામચલાઉ વાતચીત કરી શકે છે, એટલુ જ નહિ પણ બીજગણિત કે રેખાગણિતના પાઠ આયરિશ ભાષામા અપાય છે તે સહેલાઇથી સમજી શકે છે આ ઉપરાત અમે ફ્રેંચ અને અગ્રેજી, લૅટિન અને ગ્રીક ભાષાઓનુ તેમજ વિજ્ઞાન અને ગણિતશાસ્ત્રનુ સગ્ગ્ર શિક્ષણ આપ્યુ છે—જે બીજી સામાન્ય શાળાથી જરાયે ઊતરતુ ન કહેવાય વળી ઇતિહાસ, ભૂગોળ અને કુદરતવિભાગમા એવુ નૂતન રાષ્ટ્રીય તત્ત્વ અમે દાખલ કર્યુ છે કે જેનો જોગ આયર્લૅન્ડની કોઈ શાળામા નજરે નહિ પડે.

મેં શરૂઆતમા જ જણાવ્યુ છે કે અમારી વિદ્યાર્થીઓની સખ્યા ૭૦ની છે અમે પહેલે જ દિવસે ૪૦થી શરૂઆત કરી તેમા

નિયમિત રીતે જે વધારો થતો ગયો છે તે જોઈને મને ઘણો આનંદ થયો છે અમે આ ઓરડાથી શરૂઆત કરી પણ થોડા જ વખતમા પાચમો વિશાળ ખડ ઉમેરવો પડચો આમ જે જગ્યા અમને આપડી છે તે પણ હવે નાજ વધતી જતી સખ્યાને સમાવવાને ઘણી ટૂકી પડતી જાય છે તેથી મોટા સભાસ્થાન માટે, ગસાયનિક પ્રયોગશાળા માટે ભોજનશાળા માટે વધારે ખડો બાધવાની યોજના અમે ઘડીએ છીએ પ્રાર્થના માટે ખડ બધાવવાને પણ અમે આતુર છીએ આવતા સપ્ટેમ્બર માસમા અમારા શિષ્યો શાળામા પાછા આવશે ત્યા સુધીમા આ યોજનામાથી કેટલી અમે પાર પાડીશુ તેની મને ખબર નથી કેટલીકવાર મને એમ થાય છે કે કોઈ લખપતિ અમારી શાળાના નિભાવ માટે મોટુ દાન આપી દે તો કેવુ સારુ! ને પછી મને એમ ભાસે છે કે ધીમે ધીમે હાડમહેનતથી આ શાળાની ઇમારત રચવી એ જ બહેતર છે

શાળાના ઉત્સવ પ્રસગે—માર્ચની ૨૦, ૨૧ અને ૨૨ મી તારીખે પહેલા નાટચપ્રયોગ રજૂ કરવામા આવ્યા હતા તે વખતે કસરતશાળાને નાના નાટચગૃહમા ફેરવી નાખવામા આવી હતી અમારા કુમારોએ બે નાટકો ભજવી બતાવ્યા હતા પહેલુ દા ડગલાસ હાઈડે રચેલુ કોનોટના એક સતનું, અને બીજુ, સ્ટેન્ડીશ ઓ'ગ્રેડીએ લખેલુ 'રીનનો ઉદય' એ નામનું નાટક (આ બીજા નાટ ના સાર માટે જુઓ 'નાટકોનો સાર')

દરેક ખેલ વખતે એકસોથી વધારે પ્રેક્ષકોએ હાજરી આપી હતી અને છેલ્લી રાતે તો સર જોન હ્રીસ, પ્રોફેસર મેકનેઈલ, પ્રસિદ્ધ કવિ ડબલ્યુ બી યીટ્સ મી સ્ટીવન ગ્વીન અને મી પેટ્રીક કોલમ હાજર હતા આ સર્વેએ—ને ખાસ કરીને કવિવર યીટ્સે અમારા બાળકોના અભિનયના ખૂબ જ વખાણ કર્યા હતા

—જેકે તેથી છોકરાઓ બગડી નહિ જાય એવી મારી ખાતરી છે. વર્તમાનપત્રોએ પણ ઘણાં સરસ અવલોકન પ્રકટ કર્યાં હતાં. આ નાટકોના નાટ્યક્રમની નીચે મેં જણાવ્યું હતું કે આવતા ઉનાળામાં અમે એક નાટ્યદશ્ય અને નાતાલમાં એક ધાર્મિક નાટિકા રજૂ કરીશું. હવે ઉનાળો આવ્યો છે અને તેની સાથે અમારા નાટ્યદશ્યની પણ તૈયારીઓ ચાલી રહી છે. તે દશ્યમાં કુહાલનની બાળ-લીલા રજુ કરીશું અને તેનો મોટો ભાગ મેં મૂળગ્રંથમાંથી જ લીધો છે. (આ નાટકના સાર માટે જુઓ 'નાટકોનો સાર')

અમારી શાળા સ્થપાયા પછી આટલા થોડા વખતમાં અમે કુહાલનને રંગભૂમિ પર રજૂ કરવાનું ભારે સાહસ કરીએ છીએ એ જોઈને ઘણા કદાચ નવાઈ પામશે. પણ પહેલા વરસની પૂર્ણાહુતિ કરતાં કંઈ ભવ્ય આદર્શ કુમારો આગળ રજૂ કરવાનો અમારો હેતુ છે—જેથી ઉનાળાની રજા ભોગવવાને તેઓ ઘર તરફ સિધાવે ત્યારે તેમના દિલમાં કુહાલનની વીર મૂર્તિ રમી રહે અને તેમના કાનમાં તેની વીરવાણીના પડઘા વાગ્યા કરે. આ શાળામાંથી કુમારો વિદાય થાય ત્યારે તેમના પરમ પ્રિય નાયકના—અરે તેમના દેશની જ નહિ પણ કદાચ મારા જગતની સર્વોત્તમ બાલમૂર્તિની મોહિનીને વશ થઈને તેઓ વિચરે એ સર્વથા ઇષ્ટ જ છે.

## ૨

## પ્રગતિના પથ

( કૉન્ગ્રુડ ટાઇમ્સ ' ડિસેમ્બર ૧૯૦૯ )

છેલ્લા છસાત વરસ દરમ્યાન મારા વિચારો અને ધૂનો મારા કોઈ મુખપત્રમા પ્રગટ કરવાની મને ટેવ પડી ગઈ છે કોઈને જેમ તમાકુનું, મોટરનું કે હવાઈ વિમાનનું વ્યસન હોય છે તેમ મને મારું પોતાનું પત્ર ચલાવવાની આદત પડી ગઈ છે કોઈ પણ ચીજના રોજના વપરાશથી તેની ટેવ પડે છે ને હાલના રોજ-રોજ વધારે વ્યાકુળ બનતા જમાનામા રોજ રોજ નવીનવી ચીજો આપણા વ્યવહારની યાદીમા ઉમેરાતી જાય છે મારો એક મિત્ર રોજ ચિંતા કર્યા કરે છે કે મારી પોતીકી નાટકશાળામા રૂખડયા વિના મને કેમ ચેન પડતુ હશે બીજો એક દોસ્ત સમજી નથી શકતો કે મને કઈ સંગીતની મડળી ચલાવવા કરતાં બાળકોની સાદી શાળા ચલાવવામા કેમ વધારે રસ પડતો હશે પણ ઈશ્વર દરેકને ઘટતી શક્તિ અને નબળાઈ, ડહાપણ અને મૂર્ખાઈ આપી રહે છે અને હથેલીની રેખાઓની માફક દરેકની જરૂરિયાતો પણ જુદીજુદી હોય છે અને મહિ પણ તમાકુ કે વિમાનની જરૂર પડી નથી પણ મારુ સુખ અને સેવા વધારવાને માટે મને શાળા અને સામયિક પત્ર અત્યત આવશ્યક લાગ્યા છે શાળાની મારફત

દિવસમાં બાળકોનો સત્સંગ હું ભોગવું છું અને તેથી જે ઉચ્ચ પ્રેરણા પામું છું તે મારા પત્રની મારફત પ્રજાને પહોંચાડું છું.

શાળાપત્રના ક્ષેત્રનો જરા વિસ્તાર કર્યો છે. તેને અંગે તેના નામમાં પણ સહેજ ફેરફાર કર્યો છે. શાળા અને આ પત્ર જ્યાં સુધી ચાલશે ત્યાં સુધી તેમનો નિકટ સંબંધ તો કાયમ રહેશે જ. છતાં ભવિષ્યમાં આ પત્ર માત્ર નિશાળનું મુખપત્ર જ નહિ રહે. આયર્લેન્ડના પ્રાચીન વીરયુગમાં વધારેમાં વધારે ભોળા દિલના શૂરાને જ ઊંચામાં ઊંચું માન મળતું, વધારેમાં વધારે દયાવાળા રાજાનાં જ ગુણગાન થતાં, ને સૌન્દર્યની સર્વોત્તમ કૃતિઓ ઘડનાર કવિઓની જ પ્રશંસા થતી. તે યુગની ભાવનાઓ અને આદર્શો ફરીથી જગાડવા ઇચ્છનાર સર્વ આ પત્ર દ્વારા એકત્ર બને એવી આશા હું રાખું છું. છતાં આ શાળાની સાથે કંઈ પણ સંબંધ ધરાવતા માણસોના વિચારો આ પત્રમાં રજૂ કરવાની મારી મૂળ નેમ હું નથી છોડવાનો, એ પણ ચોક્કસ. આપણા દેશમાં આચાર કે વિચારના કોઈ પણ ક્ષેત્રમાં જેઓ યશસ્વી નીવડ્યા હશે તેઓ આ શાળાના વિદ્યાર્થીઓ સમક્ષ વખતોવખત વ્યાખ્યાનો આપવા આવશે, અને તે વ્યાખ્યાનો આ પત્રમાં પ્રકટ કરવામાં આવશે. આમ આજના આયર્લેન્ડમાં ઊંચામાં ઊંચી ભાવનાઓ સેવનાર અને સર્વોત્કૃષ્ટ કર્મ કરનાર નરરત્નોના સત્સંગનો લાભ વિદ્યાર્થીઓને મળશે. એથી જ કદાચ આ શાળાને તેઓ વધારેમાં વધારે દુઆ દેશે.

કુળની એક ભલી બુઢ્ઢી બાઈએ એક દિવસ રસોડામાં ચૂલા પાસે બેઠે બેઠે મને વાતો કહેલી તે પરથી મને આ કેળવણીના પહેલવહેલા સંસ્કાર પડેલા. તેણે જૂના વખતના શૂરા મહારાજાઓ વિષે ડાહી અને શાણી વાતો કરેલી કે જેવી મેં પછીથી કદી પણ સાંભળી કે વાંચી નથી તેણે આ વાતો તો મને ગમ્મત કરાવવાને કહેલી, પણ તેમ કરતાં અનાયાસે તે મારી મોટામાં મોટી ગુરુ બની ગઈ. તેમાં તેણે એક નામાંકિત મહારાજાની વાત કહેલી. તે રાજાએ પોતાનાં સગાંસંબંધીઓના કુમારોની એક મંડળી જમાવી હતી. તે કુમારોને તેમના પોતાના અગ્રણીઓ નીમવાની અને કાયદા ઘડવાની પણ છૂટ આપી હતી. આ કુમારોને શસ્ત્રવિદ્યા શીખવવાને તે રાજાએ પોતાના શૂરામાં શૂરા સુભટો નીમ્યા હતા, તેમને કલાઓ શીખવવાને તેણે પોતાના ઉત્તમ કારીગરોને ચૂંટ્યા હતા, અને તેમને તત્ત્વજ્ઞાન શીખવવાને તેણે પોતાના વિદ્વાન કુઈડને પસંદ કર્યા હતા. રાજા પોતે પણ તેમને શિક્ષણ આપતો; અને તેને આ કુમારોનો સંગ એટલો બધો ગમતો કે રાજકાજમાંથી ફાજલ રહેતા વખતનો ત્રીજો ભાગ તે છોકરાઓને શીખવવામાં કે તેમની સાથે રમતગમતમાં ગાળતો આ વખત દરમ્યાન તેનો ખુદ પ્રધાન પણ તેને જરૂરી કામસર મળવા ચહાતો તો તેને એક જ જવાબ મળતો કે: "રાજા તેના બાળમિત્રો સાથે રોકાયેલો છે." આવી વાતોથી જ અવન-માહના બાળસૈન્યના મને પહેલા સંસ્કાર પડ્યા અને ત્યારથી તે ચિત્ર મારા દિલમાં અંકાઈ રહ્યું છે

ખરેખર, મને લાગે છે કે અવન-માહની વાતમાં છોકરાઓ માટે અને બીજી એક વાતમાં છોકરીઓ માટે કેળવણીની જે સુંદર અને વિશિષ્ટ પ્રણાલિકાનું પિછાન થાય છે, તેનો આખી દુનિયાની તવારીખમાં જોટો જડે એમ નથી. તે જમાનામાં દાનાં

દિલ, વિશાળ વિદ્વત્તા અને કુશળ કારીગરી માટે સુપ્રસિદ્ધ થયેલા ગુરુઓની છાયા નીચે, રમ્ય સ્થળોમાં બાળકોને એકત્ર કરવામાં આવતાં. આમ સાચી કેળવણીનાં બન્ને મુખ્ય તત્ત્વ ત્યાં મળી રહેતાંઃ યોગ્ય વાતાવરણ અને બાળકની સર્વોત્કૃષ્ટ શક્તિઓને ખીલવે એવા સાચા ગુરુઓનો નિકટ સહવાસ. વળી, અમુક ચોક્કસ હદની અંદર બાળકોને પોતાના કાયદા ઘડવાની અને તેનો અમલ કરવાની, પોતાના આગેવાનો ચૂંટવાની ને તેમને બરતરફ કરવાની છૂટ અપાતી—અર્થાત્ તેમને સ્વરાજ મળતું. આમ પોતાનું વ્યક્તિત્વ ખીલવવાની અને છતાં સર્વેનાં સર્વોપરિ કલ્યાણની કાળજી રાખવાની તેમને ટેવ પડતી. તેમની શારીરિક, માનસિક અને નૈતિક કેળવણીનો સુંદર સમન્વય થતો. ઊંચા આભ નીચે ખુલ્લી હવામાં ખીલવાની તેમને તક મળતી, તેમ તેઓ સુયોગ્ય વ્યાયામની અને મર્દાનગીની રમતગમતોની મોજ માણતા. ક્યાં આ પુરાતન કેળવણીની વિશાળ ભાવનાઓ અને ક્યાં આ આજના સરકારી અમલદારોનાં કોડિયા જેવાં મગજની ક્ષુલ્લક આંટીઘૂંટીઓ! છેવટે ઉમેરવું જોઈએ કે જૂના ગુરુઓના મદદનીશ શિક્ષકો પણ શરીર, બુદ્ધિ ને આત્માની શક્તિ માટે પંકાયેલા પ્રજાના મરદારો, કવિઓ અને ફિલસૂફો હતા—આજના જેવા ભાડૂતી વેઠિયા ન હતા.

જેમ અવન-માહની કુમારસેના સમગ્ર શિક્ષણપદ્ધતિના આદર્શ તરીકે તરી આવે છે તેમ એ પ્રથાના પરિપાકરૂપે કુહાલનની રમ્ય મૂર્તિ કલ્પનાને હેરત પમાડે છે. કુહાલન પોતાની કેળવણી નીચેના શબ્દોમાં વર્ણવે છેઃ "મારી વિધાતાએ મને દૂધ પાઈ મોટો કર્યો; ફર્ગસે મને તેની ઘૂંટણ પર રમાડચો; કોનાલ મારો શસ્ત્રવિદ્યાનો સાથી હતો; મોટા સરદારે મારી ખાતરબરદાસ્ત કરી; મારા સુભાષી પિતાએ મને વિવેકવિચાર શીખવ્યાં; મહાકવિને ચરણે બેસીને હું કાવ્ય શીખ્યો; મોટા દુઈ ડે મને ફિલસૂફી

શીખવી; કુહુર રાજાએ મારું શૂરાતન ખીલવ્યું—આવા અલસ્ટરના મહારથીઓ, સુભટો અને કવિઓએ મારી કેળવણીમાં હિસ્સો આપ્યો છે."

ગેલ પ્રજાનો સર્વોપરિ નાયક કુહાલન આ રીતે ઘડાયો હતો. માની લો કે કદાચ કુહાલન નામનો કોઈ શૂરો થયો ન પણ હોય, ને અવન-માહમાં કોઈ કુમારસેના પણ ન જન્મી હોય; છતાં સર્વશ્રેષ્ઠ મનુષ્યત્વની ખિલવણી માટે જરૂરી શિક્ષણ અને વાતાવરણની ભાવના તો આ સાહિત્યમાં અમર અક્ષરે આલેખેલી છે જ. સાચા શૌર્યની તાજગી ને શકિત, કુહાલનના આ એક જ વાકયમાં જૂના કવિએ સૂચવી છેઃ "હું બાળકોની સાથે બાળક થતો; હું મરદોની સાથે મરદ બનતો."

આપણી સંસ્કૃતિએ હવે એવો વિચિત્ર પલટો ખાધો છે કે જેથી કેળવણીની જૂની આયરિશ પ્રથા સર્વાંશે સજીવન કરી શકાય એમ નથી. પ્રાચીન કાળમાં આપણા દેશના સુભટો અને સંતો પોતાના ઘરમાં જ કુમારોનાં ને કન્યાઓનાં ગુરુકુળ સહેજે ચલાવતા. તેમ હાલ કોઈ કરે એમ નથી. આપણા ડૉ. હાઈડ, કવિ યીટ્સ કે પ્રો. મેક્નેઈલને જો તેમના કોઈ દોસ્તો એમ કહે કે અમારાં બાળકો તમારે ત્યાં શીખવાને મોકલીશું તો કદાચ તેઓ રાતાપીળા પણ થઈ જાય. છતાં આપણા શૂરાઓ, મતો અને વિદ્વાનોને આપણી નિશાળોમાં તો જરૂર લઈ આવી શકીએ (જેમ અમારી શાળામાં લાવીએ છીએ તેમ). અને બાળકોને તેમના સત્સંગનો લાભ આપી શકીએ. તેમજ બીજા બધાય ધંધામાં નાલાયક નીવડેલાને મહેતાજીઓ તરીકે ઠોકી બેસાડવાની પ્રથા સામે આપણે સખત પોકાર કરવો જોઈએ, અને આવા પવિત્ર કાર્યને માટે દેશના સર્વશ્રેષ્ઠ, બુદ્ધિશાળી ને સાધુચરિત પુરુષોની નિમણૂક કરવાની માગણી કરવી જોઈએ. વળી હું એમ

પણ માનું છું કે આગળનાં બાળરાજ્યોની જૂની પ્રણાલિકા મુજબ શારીરિક, માનસિક અને નૈતિક કેળવણી આપવાને બનતા બધા પ્રયાસ કરવા જોઈએ.

આ ઉપરથી કોઈ એમ ન સમજે કે આપણી નિશાળોમાં બાળકોને કેવળ મોજમજાહ કરાવવાનો જ મારો આશય છે. બાળકોને સદાય કૃત્રિમ આનંદના વાતાવરણમાં જ જેઓ રાખવા માગે છે અને શોક, દુઃખ, હિંસા, વિગ્રહના સનાતન કાયદાને જેઓ બાળકોની નજરથી દૂર રાખવા ચાહે છે, તેવા વાયડા ને ઢીલાં પોતિયાંના માણસો તરફ મને તિરસ્કાર છે. લડત અને સ્વાર્થત્યાગ, શિસ્ત અને કર્મયોગ—એ જ શાળાના મુખ્ય મુદ્રાલેખ હોવા જોઈએ. નમ્રતા મને માન્ય છે, પણ નમળાઈ તો ન જ જોઈએ; નાનાં બાળકોની પીઠ પર વધારેપડતો બોજો લાદવો ન જોઈએ, પણ જે બોજો તે ખમી શકે તે તો દરેક બાળક અને મરદે ઉપાડવો જ જોઈએ.

હવે અમારી શાળાની પ્રગતિ વિષે થોડુંક લખીશ. અમારી બાળસેનામાં હાલ લગભગ સો છોકરાઓ છે. જ્યારે અવન-માહના જેટલી દોઢસોની સંખ્યા થશે ત્યારે અમે અટકીશું. કોઈ પણ માણસે ગણતરી કર્યા વિના છોકરાઓને કેળવણી આપવાની જુમેદારી ન જ લેવી જોઈએ. હું જો દોઢસો કુમારોના સાચા શિક્ષક તરીકે તેમની પાકી પિછાન કરી શકીશ તો હું મારું અહોભાગ્ય માનીશ. એક શિક્ષકનું જીવન તો તેના શિષ્યોના માનસિક અને આધ્યાત્મિક પ્રવાહોની વચ્ચે સાહસોની પરંપરારૂપ છે. દરેક બાળકની ગતિ ગહન છે. અને જેમ આટલાં બધાં હૃદયના ગહન ગર્ભમાં ઊતરવામાં ઘણી જ કાળજીથી શ્રમ લેવો પડે છે તેમ તેમાં એવો દૈવી આનંદ પણ રહેલો છે કે જેવો

દક્ષિણ સમુદ્રના હીરામોતીના ટાપુઓમા પર્યટન કરનાર મુસાફરને પણ કદી નહિ થયો હોય

આ પત્રના છેલ્લા અંકમા મેં આપણા લખપતિઓને એવી સૂચના કરી હતી કે આ શાળાને મદદની ઘણી જરૂર છે કદાચ કોઈ લખપતિઓ આ છાપુ વાચતા પણ નહિ હોય. જેમણે વાચ્યુ હશે તેમાથી કોઈના દિલમા મારી સૂચના વસી હોય એમ જણાતું નથી મને હવે એમ લાગતુ જાય છે કે દાનેશ્વરીઓ ગરીબોમા જ વસે છે કદાચ એમ પણ હોય કે લક્ષ્મી અને સરસ્વતીનો સજોગ ક્વચિત થતો હશે ગમે તેમ હોય પણ એક ઉદાર મિત્રે અમને પ્રાર્થનાનો ખડ બાધવાને જોગવાઈ કરી આપી છે, ને તે સિવાયની મકાનની તમામ ગોઠવણ સ્વાશ્રયથી જ કરવાની અમને ફરજ પડી છે

દોઢસો છોકરા સારી રીતે સમાય એવો એક વિશાળ ખડ, અમારુ કલામદિર, વિજ્ઞાનની રસાયણશાળા, નવુ ભોજનાલય, નવુ શિક્ષણસગ્રહસ્થાન—આ બધુ તૈયાર થઈ ગયુ છે આ ઉપરાત અમારે જો કોઈ ખડની જરૂરિયાત હોય તો તે ઉદ્યોગશિક્ષણને માટે જ છે તે પણ વખતસર મળી રહેશે અમારી બધીએ જરૂરિયાતો કઈ અજબ રીતે અમને સાપડી જાય છે અને અમારા શબ્દકોશમાથી 'અશક્ય' એ શબ્દ અમે નાબૂદ કર્યો છે.

અમારી શાળાની પહેલી જાહેરાતમા અમે જણાવ્યુ હતું કે વિદ્યાર્થીઓના માબાપની મરજી હશે તો તેમને સરકારી ( મેટ્રિકના જેવી ) પરીક્ષા માટે તૈયાર કરવામા આવશે છતા પહેલા વરસમા તો બધીએ ભાષાઓનુ શિક્ષણ આપીને અને સર્વે વિષયોનું શિક્ષણ બન્ને ભાષાઓની મારફતે આપીને અમારે નામના મેળવવી હતી તેથી વિદ્યાર્થીઓના માબાપની સમતિથી અમે સરકારી પરીક્ષાથી છેક અળગા જ રહ્યા હતા પણ હમણા સરકારી

ખાતાએ મોઢેથી પરીક્ષા લેવાની રીત દાખલ કરી છે, તેથી અમારા એક પણ સિદ્ધાંતનો ભોગ આપ્યા સિવાય સરકારી મદદ લેવાનું બની શકે એમ છે અલબત, અમારી નિશાળ બધાએ સરકારી ધારાધોરણને તો નહિ જ સ્વીકારે, પણ અમારી મૂળ જાહેરાત પ્રમાણે વાલીઓની સૂચના મુજબ તેમના છોકરાઓને સરકારી પરીક્ષા માટે તૈયાર કરવાનુ અમારુ વચન હવે ખુશીથી પાળી શકીશુ

રસાયણ અને બીજા વિજ્ઞાનશાસ્ત્રનુ શિક્ષણ ખેતી અને સરકારી ખાતાની તપાસ નીચે મૂકવામા આવ્યુ છે દુર્ભાગ્યે આ વિષયોને માટે આયરિશ શબ્દો યોજાતા આવશે ત્યા સુધી, અગ્રેજીનો જ આશ્રય લેવો પડશે આ બાબતમા ખાસ જરૂરનુ તો એ છે કે આયરિશ જાણનારા વિદ્યાર્થીઓએ વિજ્ઞાનશાસ્ત્ર શીખીને પછી તેના પાઠ્યપુસ્તકો લખવા આપણા ગેલિક સઘને મારી ખાસ વિનતિ છે કે તેણે આયરિશ બોલનારાને વિજ્ઞાનના શિક્ષકો થવાની તાલીમ આપવાને ખાસ પગલા લેવા દુર્ભાગ્યે, આપણા દેશમા કેળવણીના વાહન તરીકે આયરિશ ભાષા ફરજિયાત થઈ નથી તેથી પાઠશાળાઓ અને મહાવિદ્યાલયમા જ જતા જે વિદ્યાર્થીઓ વિજ્ઞાનના વિષયનો અભ્યાસ કરે છે, તેઓ સ્વભાષાની સદતર ઉપેક્ષા જ કરે છે

અમારી શાળામા વ્યાયામવિભાગ સપાટાબધ ખીલતો જાય છે, તે જોઈને મને અનહદ સતોષ થાય છે અમારી શાળામાથી આયર્લૅન્ડના પહેલા નબરના ખેલાડીઓ અને કસરતબાજો નીવડવા જોઈશે વેલિંગ્ટને કહેલુ કે વૉટર્લુની લડાઈ ખરુ જોતા તો ઈટનના મેદાન પર જિતાઈ હતી મારી ખાતરી છે કે જ્યારે આયર્લૅન્ડની લડાઈઓ લડવાનો વખત આવશે ત્યારે તેના ખેલાડીઓ ખણખણતો જવાબ આપશે

આ પત્રનો પહેલો અંક પ્રકટ થયો ત્યારે કુલાક્ષનના નાટ્ય દૃશ્યની તૈયારીઓ ચાલી રહી હતી. એ ગાદમ ઘણું મોડું હતું ને વિદ્યાર્થીઓના ભવ્ય પ્રયાસથી અમારા સિવાય બીજા સર્વ પ્રેક્ષકો ખૂબ સંતોષ પામ્યા હતા તે દૃશ્ય જોવાને અમારા વિશાળ મેદાનમાં એકંદર પાંચસો મહેમાનો પધાર્યા હતા તેમાં કળા અને સાહિત્યમાં રસ લેનારા ડબ્લિનના અગ્રણીઓ સામેલ હતા. અમારા શરમાળ કુલાક્ષનના સૌંદર્ય પર સર્વ પ્રેક્ષકો મુગ્ધ થયા હતા, અને વર્તમાનપત્રોએ આખા દૃશ્યના મુક્તકંઠે વખાણ કર્યાં હતા.

આ વર્ષે પણ અમે બે નાટકો ભજવવાનો વિચાર રાખીએ છીએ. તેમાંનું એક મિ કોલમ અંગ્રેજીમાં તૈયાર કરી રહ્યા છે, અને તેનો વિષય કોનર મોરની વીરગાથા છે બીજું નાટક આયરિશમાં ભજવાશે, અને તેને માટે મારી ફિસોઆનની વાર્તા નાટકના રૂપમાં હું તૈયાર કરવાનો છું કોનોટ પ્રાંતના છોકરાઓની પાસેથી હું આયરિશ ભાષા શીખ્યો છું તેમની જ રમતિયુ ભાષા આ વાર્તામાં મેં બને ત્યાં સુધી વાપરી છે મારી જ ટોળીની છોકરીઓનાં નાના બાળકો જેવા બોલ બોલે તેવા જ મેં આ વાર્તામાં મૂક્યા છે. તેમની હમેશની વાતચીત, તેમના સ્વર્ગ-અંશિક પ્રયોગો, આમડિવા શબ્દો વગેરે બધું જ મેં રજૂ કર્યું છે. જો તેમ ન કરું તો મારું ચિત્ર અધૂરું ગણાય (આ બે નાટકોના સાર માટે જુઓ 'નાટકોનો સાર'.)

'ઈસોગન' નું નાટક સાધારણ નાટકશાળાઓ માટે કે સામાન્ય નટોને માટે સરજેલું નથી. એને માટે ચોક્કસ વાતાવરણ જોઈએ અને નટોમાં ચોક્કસ ભાવના જોઈએ. મેં તો અમુક સ્થળે અને અમુક નટોની મારફત ભજવવાને માટે જ આ નાટક લખ્યું છે. અને મારી ખાતરી છે કે આ શાળાના કુમારો પૂરેપૂરી ધાર્મિક શ્રદ્ધાથી આ નાટક આબાદ ભજવશે.

રમતના મેદાન પર ખેલતા છોકરાઓની વચ્ચે બાળઈસુને લાવવામાં કે બાળકોને હાલરડાં ગાઈ ઉંઘાડી દેતા એક બુઢ્ઢાના ઘૂંટણ આગળ તેને રજૂ કરવામાં મેં બેહૂદું નથી કર્યું. એક પાદરી એમ ચોક્કસ માને છે કે ઈસુ ખ્રિસ્ત જાતે આવીને તેની શેરીમાં મરણને બિછાને પડેલા એક માણસની પાસે તેને લઈ ગયો હતો. ને ગામગામડે એવા સેંકડો લોકો વસે છે કે જેઓ એમ ચોક્કસ માને છે કે કોઈ રીતે ઈસુ અને મેરી સરિયામ રસ્તાઓ પરથી પસાર થાય છે અને જો કોઈ ઝૂંપડીનાં બારણાં ખુલ્લાં હોય તો અંદર દાખલ થઈને ગરીબ લોકની તાપણી આગળ બેસીને તાપે છે.

## ૩

### નવાં સાહસ

(આશ્રમ રાથફાર્નહામ, નાતાલ ૧૯૧૦)

[ ડબ્લિન શહેરની બહાર એક બાજુએ બેએક માઈલ નીકળી જઓ એટલે વિશાળ ખુલ્લો પ્રદેશ આવે છે તેને રાથફાર્નહામ કહેવામા આવે છે તેમા વિશાળ ખેતરો અને વાડીઓની વચ્ચે થોડેથોડે અંતરે જૂની ઢબના દેવળો, બગલાઓ, ખેડૂતોની ઝૂંપડીઓ અને ક્વચિત દુકાનો દેખાય છે આ પરગણાની વચ્ચેથી જુદીજુદી દિશામા હાલ ભાડાની જે મોટરો જાય છે, તેમાની ઘણીખરી પાસે આવેલા ડુગરાના ઢોળાવ આગળ અટકે છે ઉનાળામા આ આખો પ્રદેશ હદપાર રળિયામણો લાગે છે અને સેકડો સ્ત્રીપુરુષો હવાખાવા, ફરવા કે મિજબાની ઉડાડવા પાસેની ખીણોમા અને ટેકરાઓ પર વિહાર કરે છે ઇ યા ]

જ્યારે કલન્સવુડ હાઉસમાથી આ પત્રનો છેલ્લો અંક બહાર પાડ્યો ત્યારે મને સ્વપ્નેય ખ્યાલ નહોતો કે હું આવતો અંક ડબ્લિનના ડુગરાના એક ઢોળાવ પર બેસીને લખીશ છતા ગયા ઉનાળાની શરૂઆતમા જ મારી ખાતરી થઈ ગઈ કે વિદ્યાર્થીઓને માટે જે કાર્ય મેં નિર્ધાર્યું હતુ તે હુ કલન્સવુડમા કદી પણ પાર પાડી શકીશ નહિ તે ઘરનુ વાતાવરણ શહેરને પાદરે આવેલા એક ઉપનગર (સબર્બ)ના જેવુ સંકુચિત લાગતું શહેર

ઉક જ નજીકમા હતુ ડુગરા ઘણા દૂર હતા, મકાન ઘણું રળિયામણુ અને વિશાળ હતું, તોપણ વધતા જતા વિદ્યાર્થીઓ માટે સાકડુ પડતુ હતું ત્યાના મેદાનમા ખેલીને અમારા કુમારો ડબ્લિનમા પહેલા નબરના ગેડીબાજો નીવડયા હતા, તો પણ ત્યા ખરેખર અરણ્યજીવન માટે પૂરો અવકાશ નહોતો. જગલ અને ખીણના પશુપક્ષીઓનો સંસર્ગ મેળવવાની છૂટ—જે એક પ્રકારની સ્વતત્રતા આપણા દેશમા હજી મોજૂદ છે તે—ત્યા નહોતી; જીવન અને કુદરતના સત્ત્વો સાથે સગ્રામ ખેલીને કાયા કમવાની, નૈતિક મનબળ ખીલવવાની ત્યા તક નહોતી વળી અમારુ લક્ષ તો સદાયે પ્રાચીન અવન-માહના જેવા ક્રીડાગણુ પર હતું—કારણકે તે પુણ્યક્ષેત્રમા જ સર્વોત્તમ શિક્ષણની સાધના થઈ હતી ટૂકામા કહું તો, આયર્લૅન્ડની સર્વ શાળાઓ કરતા ચડિયાતુ શિક્ષણ અમારી શાળામા આપવાની અમારી નેમ હતી તેથી તેને યોગ્ય આરામ પણ જોઈએ જ.

'મેં ઘણી યે વાર અનુભવ્યું છે તેમ શુભેચ્છામાંથી આશા જન્મી —ને આશામાંથી શ્રદ્ધા પ્રકટી, અને શ્રદ્ધામાંથી સિદ્ધિ સહેજે ફલિત થઈ.

તરત જ બીજાં કાર્યોમાં જેમણે હમેશાં મદદ કરી છે તે કેટલાક ગરીબ છતાં ઉદાર મિત્રોને મેં આ વિષે લખી દીધું. તેમ કુમારિના જે વાલીઓને હું જાતે ઓળખતો હતો તેમને પણ મેં ખબર આપી. આમાંના ઘણા યે મારી ઇચ્છાને શ્રદ્ધાનું સ્વરૂપ આપવામાં મદદ કરી, અને પરિણામે તેની સાકાર સિદ્ધિ હવે થઈ ચૂકી છે. શાળાને એવું ઉમદા મકાન મળી ગયું છે કે જેવું પ્રાચીન કે અર્વાચીન કાળમાં કોઈ શાળાને જવલ્લે જ મળ્યું હશે, અને ક્લન્સવુડ હાઉસમાં 'સેઈન્ટ ઈટા'ના નામે રાષ્ટ્રીય કન્યાશાળા પણ સ્થપાઈ ગઈ છે. આમ ત્રણ વરસ પર આદરેલા સાહસનો હવે નવો પરિપાક થયો છે અને આ ચોપાનિયું એક શાળાનું મટીને એક ચળવળનું મુખપત્ર બન્યું છે.

આ બધી સંસ્થાઓના લાંબા આવરદાની હજીયે કંઈ ખાતરી નથી. ડાહ્યા માણસોએ મને ચેતાવ્યો છે કે જેનો છેડો ચોખ્ખો દીસે નહિ તે રસ્તે પગ ન મૂકવો. પણ આ ફિલસૂફી માનીએ તો તો આપણે બધા એક ઠેકાણે ઠરીને સડી જઈએ. ખરેખર, માણસ તો પોતાના પંથની સચ્ચાઈની ખાતરી કરીને દરેક પગલું ભરે એટલું જ બસ છે. સદ્‌ભાગ્યે, દરેક માણસ બજારના વેપારીઓને નહિ પણ પોતાના અંતઃકરણને જ જવાબદાર હોય છે. દરેક કામ 'સફળ' કે 'નિષ્ફળ' થાય તે મુજબ જ દુનિયા તો તેનો આંક બાંધશે. પણ જોકે શ્રદ્ધા અને નિષ્ઠાથી કંઈ સત્કર્મ આદરશે તો છેવટે તેનો પ્રયાસ સ્તુત્ય જ ગણાશે—પછી ભલે તેનું પરિણામ ગમે તે આવે અને દુનિયા તેની ગમે તેવી ટીકા કરે !

જિંદગીના ઘણાખરા પુરુષાર્થમા સરકારી નોટો કરતા શ્રદ્ધાનું ભંડોળ વધારે ઉપયોગી નીવડશે ઘણા વરસ પર એક પાદરીએ દેવળ બાધવાનો મનસૂબો કર્યો તે એક બેંક પાસે ઉધાર નાણાં લેવા ગયો જ્યારે બેંકના મેનેજરે તેને પૂછ્યુ કે "તે પેટે શા જામીન આપો છો?" ત્યારે પાદરીએ એવો સાદો અને કુદરતી જવાબ વાળ્યો કે "સત જોસેફ તમારા નાણા ભરપાઈ કરશે" બકના અમલદારે ટાણો માર્યો "સત જોસેફ મોટા સાધુ હતો ખરો, પણ દુર્ભાગ્યે બજારમા તેની હૂડી કોઈ શીકારે એમ નથી" ડબ્લિનના વેપારી વર્ગમા આ બોલની લ્હેરત થઈ ગઈ અને બેંકનો ચકોર મેનેજર ઘણો જ પકાઇ ગયો હવે એ મેનેજર અને એ પાદરી બન્ને ખાખમા મળી ગયા છે પણ એ પાદરી મરણપથારીએ પડ્યો તે પહેલા એ દેવળની દીવાલો ચણાતી તેણે નિહાળી અને આજે એ ભવ્ય અને સુદર ઇમારત ભાવિક ભક્તોનુ મનરજન કરે છે આમ આત્મશ્રદ્ધા જડ જગત પર હમેશા વિજય મેળવે છે અને સદ્ગુરુ હૂડી કરતા મજ્જનની શ્રદ્ધા વધારે કીમતી નીવડે છે જો ક્વચિત આ વાત ખરી નથી પડતી તો તે શ્રદ્ધાની ઊણપથી, અતિમ શૌર્યની ખામીથી કે એવા કોઈ કારણથી જ આમ જગતના ઇતિહાસમા હારી ગયેની લડતની કથાઓ જ આપણા દિલને વધારેમા વધારે વલોવે છે તેમજ બોધદાયક પણ લાગે છે

ખેર, મને અને મારા સાથીઓને એક વાતની તો પૂરી ખાતરી છે જે શૂરાતનથી પ્રાચીન કાળમા માહ ઘોડાની શરતમા જીતીને રાજમહેલ છોડીને મન એંડા આરનના ઉજ્જડ વેરાનમા ગયો, અને જે શ્રદ્ધાથી આપણા વડવાઓના વારામા ટોમસ સ્ટ્રીટમા રોપેના ફાસીના માચડા પર એમેટ ચડ્યો હતો અને તેની નોકર એન ડેવલીને પીઠ પર સિપાઈઓના ચાબખા ખાધા હતા તે શૂરાતન અને તે શ્રદ્ધાના મત્ર અનેક કુમાર-

કુમારીઓના હૃદયમા ફૂકીને અમે તેમને આ શાળાઓમાથી જીવન-સંગ્રામમા મોકલીશુ અને આયર્લૅન્ડમા નવા વીરયુગનુ મડાણ એ કદાચ અમારી કલ્પનાનુ સ્વપ્નુ જ નીવડે અથવા તે પણ ધારેલી રીતે ઝળકી ઊઠે, અમારી શાળાઓ કદાચ બધ થાય કે બગડી જાય પણ કઈ નહિ તો આટલો પુરુષાર્થ તો અમે કર્યો જ છે, સત્યને માર્ગે અમે પ્રયાણ કર્યુ છે ને તેનુ કોઈ કાળે કઈ પણ શુભ પરિણામ તો આવશે જ—બીજુ કઈ નહિ તો આ જમાનામા કોઈ માણસના મગજમા તેની યાદગીરી રહેશે, અથવા અમારો નાનામા નાનો કુમાર અમારે પગલે ચાલવાનો કોઈ દિવસે પણ ભવિષ્યમા સકલ્પ કરશે

મારા અતરમા કઈ અનેરી વૃત્તિ જાગવાથી કે પછી આ જૂના પથ્થર ને ઝાડના જૂના સસ્કારથી—કોણ જાણે કેમ પણ અહીંયા આવ્યા પછી મારામા એક અજબ ફેરફાર થયો છે હુ કલન્સવુડ હાઉસમા હતો ત્યારે કુહાલન ને તેના માથીઓની વાતો કરતો તેમ આ મકાનમા આવ્યા પછી હુ વારવાર રૉબર્ટ ~~ેટની અને સન ૧૭૯૮ના બડના આગેવાનોની વીરકથાઓ સુણાવુ ~ન્સવુડ હાઉસમા કુહાલનની રમ્ય મૂર્તિ અમને પ્રેરણા અહીંયા એમેટનો આત્મભોગ અમને પ્રેરણા આપે છે

ખરેખર, એમેટનો આત્મા જ મને આ ડુગરોમા ખેંચી ~ો છે મિ ~ીનની ચોપડી વાચીને હુ રાથફાર્નહામમા એમેટને પગે જ, માર્લેમ લેનથી હેરલ્ડસ ક્રૉસ, ત્યાથી બટર-ફિલ્ડ હાઉસ ને પ્રાયરીને રસ્તે છેવટે હુ હર્મિટેજ (જેને આપણે આશ્રમનુ નામ આપીશુ) સુધી હુ આવી પહોંચ્યો બટરફિલ્ડ લેનમા જે ઘરમા એમેટ રહેતો હતો અને તેને ફાસીની સજા થયા પછી જ્યા તેની નોકર એન ડેવ્વીને તેની રાહ જોઈ હતી

તે આજે પણ ઊભું છે. એન ડેવલીનનો બાપ બ્રાયન ડેવલીન જે ખેતરોમાં ગાયો ચારતો, તે આજે પણ એવાં ને એવાં જ લીલાંછમ છે. પ્રાયરીના મકાનમાં જોન ફીલમોંટ કુરાન* મહેમાનોનું સ્વાગત કરતો ને તડાકા મારતો અને ત્યાં જ તેની દીકરી સરાના પ્રેમની યાચના કરવા એમેટ ગયેલો. ત્યાંથી સરિયામ રસ્તો ઓળંગીને અમારા આશ્રમની ભૂમિમાં અવાય છે. ત્યાં એડવર્ડ હડસને સરસ ઘર બાંધ્યું જ્યાં હાલ અમારી શાળા ચાલે છે—અને પોતાની હદમાં આવેલાં વિશાળ જંગલ અને ખેતરોમાં તેણે રળિયામણા પુલ, કમાનો અને કુંજો બાંધ્યાં હતાં. હડસન અને કુરાનના કુટુંબો વચ્ચે સારો ઘરોબો હતો. તેથી, એમ કહેવાય છે કે બાપની તીખી નજર ચુકાવીને સરા, તેના પ્રેમીને મળવાને આ આશ્રમમાં જ આવતી. જે જગ્યાએ આ પ્રેમીઓ ફરતાં અને બેસતાં તે જગાઓ ઘણા બુઢ્ઢાઓ બતાવે છે. અમારા તપોવનમાંથી ડાબે હાથે જે રસ્તો જાય છે તે 'એમેટનો રાહ' કહેવાય છે, અને સહેજ કિલ્લા જેવું જે મકાન દેખાય છે તે 'એમેટનો ગઢ' કહેવાય છે. વનમાં તળાવની પાર એક સ્મરણ ચિહ્ન છે, ત્યાં સરાનો ઘોડો દાટેલો છે, એવી પણ લોકવાયકા છે.

* અઢારમી સદીની આખરે ને ઓગણીસમી સદીની શરૂઆતમા કુરાન ડબ્લિનનો એક મોટો વકીલ હતો. તે બળવાખોરોનો કોરટમા બચાવ કરવા માટે ઘણીવાર પંકાયો હતો. રાજકીય સુધારા વિષે તે ઘણી જ છટા ને હિંમતથી ભાષણો પણ કરતો. પણ તેની દીકરી સરા જ્યારથી બંડખોર રોબર્ટ એમેટની સાથે પ્રેમમાં પડી ત્યારથી જ તે બન્નેને ધિક્કારવા લાગ્યો—તેણે એમેટનો બચાવ કરવાની તેમજ તેને મળવાની પણ ના પાડી—અને એમેટને ફાંસી થયા પછી સરાને તેણે ઘરમાંથી કાઢી મૂકી ને તે રઝળીરઝળીને ક્રમેક્રમે મરી ગઇ. એમેટ ને સરાના પ્રેમપ્રસંગ પર આયર્લૅન્ડ ફિદા છે.

આ બધી વીગતોની મેં કઈ ચોકસાઈ કરી નથી કદાચ તેની ખાતરી કરવાના સાધન પણ હવે મોજૂદ નહિ હોય પણ મૂળ વાત તો સાચી જ છે આપણે જાણીએ છીએ કે એમેટ આ ઝાડ નીચે ઘણીવાર ફરતો હતો જે ઓરડામા બેસીને હું આ શબ્દો લખુ છુ ત્યા તે ઘણીવાર બેઠો હશે અને બારીમાથી નજર નાખતા તેણે ઘણીવાર સામેના પર્વતની હારામાળાને આથમતા સૂરજના રગથી રગાતી નિહાળી હશે આવા પર્વત પર સાયકાળે એમેટની શાત મૂર્તિની નજર ઢળે—એ ચિત્રના કરતા વધારે કીમતી વારસો ભાગ્યે જ કોઈ ઘરમા સાપડી શકે, એથી વધારે રમ્ય પ્રેરણા ભાગ્યે જ કોઈ શાળાને મળી હશે

'જરા જેટલુક પાણી કોઈ પણ સ્થાનને કેટલુ રમણીય બનાવે છે!" એમ પહેલી વાર આ વન દેખાડતી વખતે સાળીએ મને કહેલુ પાસેના ડુગરામાથી વહેતુ ઝરણુ અમારી જમીનમ ત્રણ ઠેકાણે ભૂસ્કા મારે છે અને એ દરેક જગ્યાએ નાના પુ બાધેલા છે જ્યારે આ ઝરણામાં ભરતી આવે છે ત્યારે મારા ઓરડામા સૂતે સૂતે ખળખળ વહેતા પાણીનો અવાજ હુ સાભળું છુ, તે ઉપરથી વળી મને આખા વનમાં ને તેના ઘાસપાણીમા વાસો કરતા અસખ્ય જીવજતુ યાદ આવે છે ખરેખર, ડબ્લિનથી આટલે નજીક આવેલી પચાસ એકરની બીજી કોઈ જમીનમા જગતની આટલી સમૃદ્ધિ ભાગ્યે જ સભર ભરી હશે આયર્લૅન્ડના બાગ અને જગલોમા સાધારણ રીતે જોવામા આવતા પખીઓનો કિલકિલાટ અહીંયા સભળાય છે તે ઉપરાત, પહાડોમા અને એકાતમા વસતા શરમાળ પ્રાણીઓ પણ ઘણીવાર અમારી મુલાકાતે આવી ચડે છે

વળી અમારા વહેળાની ખાસ ખૂબી તો માછલી પર ડોળો રાખી ચડાવા ખાતા મોટા પખીઓની છે સૂરના તેજમા ચમકતી ભૂરી જ્યોતની ધારા સમા પાચ આવા પક્ષીઓ, ભૂખરા કાકાની

વચ્ચે વહેતા પાણી પર તડકો મારે છે ત્યારે તેની શોભામા અજબ
વૃદ્ધિ થાય છે વળી કોઈ ઠેકાણે પાણી ઊંડુ વહે છે ત્યા ક્વચિત્
ડૂબકી મારતા શિકારી જળચર પણ નજરે પડે છે કદાચ એના
શિકારને લીધે જ માછલીની સખ્યા પહેલા જેટલી નહિ રહી
હોય પણ તેની અને તેના ભક્ષ—માછલીની વચ્ચે અતરાય
નાખવાની અમે બાધા લીધી છે કુદરતી પ્રેરણાથી તેઓ બને એક-
બીજાની સામે લડયા કરે કેટલીક વાર સાજ પડ્યે સસલા તેનાં
દરમાથી બહાર નીકળી આવે છે અને ઝાડની નીચે ખેલે છે પણ
જલચર—ઉંદર ભૂખ્યો થઈ બહાર ડોકિયુ કરે છે એટલે તેઓ
નાસભાગ કરે છે

આમ રાતદિવસ આ હરિયાળા વનમા—અને દુનિયાના દરેક
હરિયાળા વનમા—હિંસા ચાલ્યા જ કરે છે આવી હિંસા અને
નાશથી જ પ્રાણીજીવન જેવી સુદર વસ્તુ સભવે છે મૃત્યુમાથી જ
જીવન જન્મે છે—હિંસા પર જ જીવન નભે છે આપણે કીડા
અને ગીધને શા સારુ ધિક્કારીએ? આપણે બધાએ મરેલા જીવ
પર જીવીએ છીએ, ફરક એટલો જ છે કે આપણે પ્રાણીઓને
મારીને ખાઈએ છીએ ત્યારે તેઓ અનાયાસે મરેલા પ્રાણીઓને
ખાય છે ને ખરેખર મૃત્યુ એ જો બૂરી ચીજ હોય તો આ
બધુ યે ભયકર જ ગણાય!

ઘાસ, વન અને જલમાં વાસો કરતાં પ્રાણીઓને અમારા વિદ્યાર્થીઓ કાળજી અને પ્રેમથી નિહાળશે તો તેમને ઘણું શીખવાનું મળશે. તેમને શહેરમાંથી બહાર લઈ આવવામાં આ ખાસ હેતુ હતો.

જે કેળવણી બાળકોને પ્રેરણા ન આપે ને મજબૂત ન બનાવે તે નિષ્ફળ જ ગણાય. આ પ્રેરણા તો દુનિયાની સ્વદેશની શૌર્ય-કથાઓમાંથી, નિશાળના સસ્કારમાંથી, મહાનુભાવ શિક્ષકો પાસેથી અને સ્વધર્મના સાચા ઉપદેશમાંથી સાંપડવી જોઈએ. આવી પ્રેરણા સીચવી એ દરેક શાળાનો પ્રથમ ધર્મ છે. પણ આથી કંઈક વધારે તેણે સાધવું જોઈએ.

શક્તિનું સામ્રાજ્ય પૂરુ થયું છે અથવા થતું જાય છે. નિરતર સગ્રામનો કુદરતી કાયદો હવે રદ થયો છે—અને દરેક માણસની પહેલી ફરજ શાણા ને વિનયી થવાની જ છે—એમ જે ભાવિક ભક્તો માને છે તેમના જેવા કોઈ બેવકૂફ નહિ હોય. જો હું એમ કહું કે દરેક માણસની પહેલી ફરજ સજ્જન થવાની છે તો મને કોઈ દોઢડાહ્યો કહેશે. પણ તેટલા જ આગ્રહથી હું આ સૂત્ર પણ રજૂ કરું છું કે દરેક માણસની બીજી ફરજ સશક્ત થવાની છે. આપણે પ્રાચીન કાળના જેવું પ્રચંડ બાહુબળ ફરીથી કેળવવું ઘટે છે. જ્યાં સુધી ઉપર આકાશ અને નીચે ધરતી રહેશે ત્યાં સુધી સગ્રામ તો ચાલ્યા જ કરશે—કદી તે શાંત અને ભયકર હશે, તો કદી તે કારમા ને વિકરાળ બનશે. જ્યારે શત્રુ ધસારો કરે ત્યારે જે માણસ પાછા પડશે તેના તો ભોગ જ લાગશે—ને તેનાં હાથનાં કર્યા જ હૈયે વાગશે. જો આ વાતમાં સત્ય હોય તો એ અત્યંત આવશ્યક છે કે આપણે દરેક બાળકને સાચી સિપાઈગીરીની તાલીમ આપવી જોઈએ કે જેથી તે પોતાની પ્રજાની કે માનવ-

જાતની આધ્યાત્મિક કે સાંસારિક લડતો લડવાને લાયક બને ને સમર્થ સિપાઈની જૂની વ્યાખ્યા 'બાહુમાં બળ, જીભ પર સત્ય ને અંતરમાં શુદ્ધિ' એ હજી પણ સાચી જ ગણાવી જોઈશે

'બાહુમાં બળ' અમારી શાળાના કુમારો (અને કન્યાશાળાની કન્યાઓ પણ) ખાસ કરીને મેદાન પર રમતો ખેલીને ને પોતાની બેડીઓ ફેરવીને કાંડા આબાદ કસી રહ્યા છે સૂરજના કિરણોથી ચમકતા મેદાનો અને તે પર દોડધામ કરતા કુમારોને—ટૂંકી તંગડીઓ અને સફેદ બહિયનમાં મનજ થયેલી સુકુમાર બાલમૂર્તિઓને પીઢ મરદોની સામે મેદાનમાં નિશ્ચિતપણે હરીફાઈમાં ઊતરતા જોઈને તેમને તાળીઓના અવાજથી વધાવતો પ્રેક્ષકગણ અને ઘણીયે વાર 'મત એડા'ની વીરહાકથી ઉત્તેજન પામીને હારવાની અણી પર આવેલા કુમારોનો ઝળકતો વિજય—આવા કુમારોના ખેલતા દૃશ્યો મારી આંખ આગળ નિરંતર રમ્યા કરે છે આમ ખેલતે ખેલતે અમે ગર્વમાન અમારા પ્રાંતના વ્યાયામ મંડળની નાની ટુકડીઓની હરીફાઈમાં વિજય અને ચાંદ મેળવ્યા હતા અને મોટી ટુકડીની હરીફાઈમાં છેક છેવટ સુધી ટક્કર ઝીલી હતી

ચાલુ સાલ વિન્સ્ટર પ્રાંતની પરશાળાઓની વચ્ચે નવી હરીફાઈની યોજના ઘડી છે અને તેથી અમારા કુમારોને પોતાની ખાસ રમતોમાં વધારે પાવરધા થવાની પ્રેરણા મળશે ગોળીબાર, અટાપટા, કૂચકદમ, મુક્કાબાજી, કુસ્તીબાજી, તરવું—આ બધાયમાં અમારા છોકરાઓને એક્કા બનાવવાની મારી મુરાદ છે મારી એવી પણ મુરાદ છે કે બીજી શાળાઓ પણ અમારે પગે પગે રોજરોજ માગી પાળી ખાતરી થતી જાય છે કે આપણે દેશમાં આજે તો કુમારો અને જુવાનોની કાયા ઘડવાનું જ કામ વધારેમાં વધારે આવશ્યક અને તાત્કાલિક હાથમાં લેવા જેવું છે

'રાષ્ટ્રીય વિદ્યાપીઠ'* હવે શરૂ થઈ ગયુ છે અને તેમા અભ્યાસના એક વાહન તરીકે આયરિશ ભાષાને સ્વીકારવામા આવી છે અમારા વિદ્યાર્થી ડેનીસ ગ્રીને આ શાળાનો વિજયવત વાવટો ત્યા મગરૂબીથી રોપ્યો છે ગયા આકટોબર માસમા લેવાયેલી પ્રવેશક પરીક્ષામા ઘણા ય મોટેરાઓને ટક્કર મારીને તેણે પ્રાચીન ભાષાની પહેલા નમરની (પચાસ પાઉંડની) શિષ્યવૃત્તિ મેળવી છે ગ્રીક લેટિન અને આયરિશ કોઇ પણ માધ્યમિક શાળાના વિદ્યાર્થીને માટે આ ઊંચામા ઊંચુ માન ગણાય ભવિષ્યમા આથીયે કદાચ વધારે ઝળકતી કીર્તિ અમારી શાળા મેળવી શકશે, પણ રાષ્ટ્રીય વિદ્યાપીઠ'ના પહેલા જ વરસમા ડેનીસ ગ્રીને જે પરાક્રમ કર્યું છે તેને આટી જાય એવુ કઈ અમે ભાગ્યે જ ભવિષ્યમા કરી શકીશુ

ગઈ સાલ અમે કેટલાક છોકરાઓને સરકારી પરીક્ષામા મોકલ્યા હતા તે સારુ માત્ર વરસની આખરે જ અમે આયરિશ અને ફ્રેંચ પાઠ્યપુસ્તકોના અગ્રેજી ભાષાતર પર ભાર મૂકયો હતો પરીક્ષા થઈ ત્યારે જાન ડાઉલીંગ અર્વાચીન સાહિત્યના વિષયમા પહેલી હારમા આવ્યો અને વિજ્ઞાન તેમજ આયરિશના વિષયમા તેને ઇનામ પણ મળ્યા જો અમે આ પરીક્ષા પર જ પહેલેથી એકાગ્રપણે ધ્યાન આપ્યુ હોત તો આથી પણ સારુ પરિણામ

* આ ખરુ જોતા સરકારી વિદ્યાપીઠ જ હતી તેને જૂની 'ડબ્લિન વિદ્યાપીઠ' થી જુદી પાડવાને જ 'રાષ્ટ્રીય' ઉપનામ આપવામા આવ્યુ હતુ વળી જ્યારે ટ્રીનિટી કોલેજવાળી જૂની વિદ્યાપીઠ મોટે ભાગે રાણી એલિઝાબેથે આપેલી જમીનની આવક પર નભતી ત્યારે નવી વિદ્યાપીઠ સરકારી નાણા પર ચાલતી તેથી જ્યારે જૂની સસ્થામા મોટે ભાગે પ્રોટેસ્ટટ વિદ્યાર્થીઓ માટે જ બધી જોગવાઈ થતી ત્યારે નવી વિદ્યાપીઠમા કેથોલિક પથના વિદ્યાર્થીઓને માટે જ સગવડ થતી પિયર્સના સમયમા જ જૂની 'બાદશાહી વિદ્યાપીઠ'નુ 'રાષ્ટ્રીય વિદ્યાપીઠ'મા રૂપાતર કરવામા આવ્યુ હતુ

મેળવી શકત. પણ આવું કરવાનો અમારો ઇરાદો નથી. ને શિક્ષણની સારી પ્રથાની બાબતમાં તો અમારે સરકારી અધિકારીઓ પાસેથી નહિ પણ તેમને અમારી પાસેથી જ ઘણું શીખવાનું છે. આવતી સાલ અમે આ પરીક્ષા પર ઘણું જ ઓછું ધ્યાન આપીશું. અમારી ખાતરી છે કે એમ કરવામાં જ અમારા વિદ્યાર્થીઓનું સાચુ શ્રેય છે.

જો અમે વિધિના લેખમાં માનતા હોત તો કલન્સવુડ હાઉસ કદી પણ છોડત નહિ; કારણ કે અમે ત્યાં હતા ત્યારે કુમારોએ પરીક્ષાઓમાં તેમજ રમતગમતમાં ઊંચામાં ઊંચી નામના મેળવી હતી. પણ આ ફતેહનો વારસો કુમારોએ હવે ત્યાં ઊઘડેલી કન્યાશાળામાં ભણતી બહેનો અને નાનાં ભાંડુઓને ઉદાર દિલે સોંપી દીધો છે. આ નવા અતિથિઓ હમણાં જ ત્યાં દાખલ થયા છે તેથી તેમને વિષે હજી કંઈ લખી શકાય એમ નથી. પણ જ્યારે જ્યારે હું તેમને મળવા જાઉં છું ત્યારે તેમનામાં કંઈ ને કંઈ પરાક્રમ કરવાની ને ભોગ આપવાની વૃત્તિ જોઈને હું રાચું છું. આવી ભાવનાથી જ દેશનો નવો ઇતિહાસ ઘડવાની તૈયારીઓ કરી શકાશે.

ગયા ફેબ્રુઆરી માસમાં અમે કલન્સવુડ હાઉસની નાનકડી રંગભૂમિ પર અને પછી એબી થિયેટરમાં નાટકો ભજવ્યાં હતાં તેને તો ઘણો કાળ વીતી ગયો હોય એમ લાગે છે. 'દા. દેર્ગાના મહેલના વિનાશ' (કોનર મોર)ની કરુણરસિક નાટિકા કોલમે પ્રાચીન કળાની ઉદાત્ત ભૂમિકા પર રચી હતી. પૃથ્વી પરનાં પામર માનવીઓનાં દુઃખ અને વિષાદ પર દયામય છતાં શાંત ચિત્તે નજર નાંખનાર દેવોના જેવી ભવ્ય મનોદષ્ટિ તેમાં દેખાતી હતી. બીજું— મારા પોતાના—'ઈસોગન'ના નાટકમાં જો કંઈ સૌન્દર્ય જોવામાં આવ્યું હતું તે મોટે ભાગે તેને રજૂ કરનાર બાળનટોની કલાને જ આભારી હતું. તેમનાં મીઠાં જીવનની તાઝગી, તેમનાં બાળજીવન અને કુમારભાવની મોહિની તેમાં પદે પદે જણાતી હતી. ને 'ત્રણ લાલ પીપૂડીવાળા'નાં ગીતના સંગીત સ્વર જાણે દૂર

સુદૂરથી આવતા હોય તેમ અજબ ગાંભીર્યથી ગાઈને ત્રણ કુમારોએ તો કમાલ કરી હતી. ફેબ્રુઆરીમાં જ ત્રણ વાર એ નાટકો અમારી રંગભૂમિ પર ભજવાયાં. પછી એપ્રિલ માસમાં દા. હાઈડ અને સ્ટેન્ડીશ ઓ–ગ્રેડીનાં આગલાં નાટકોની સાથે અમે આ બન્ને એબી થિયેટરમાં રજૂ કર્યાં હતાં.

વરસની આખરે અમે કુહાલનના ઐતિહાસિક પુરાણા પ્રદેશમાં જઈને એ વીરની કુમારલીલાને સર્વાંગે સજીવ કરી. આ શાળાના કાર્યનાં છેલ્લાં બે વરસમાં ખરેખર એ અમારો ધન્ય દિવસ હતો. સિપાઈઓના પોશાકમાં સજ્જ થઈ, તલવારો ભેટમાં બાંધી, હાથમાં ભાલા લઈ, ઘોડા પર સવાર થઈ, શિકારી કૂતરાઓને પાછળ દોડાવતે દોડાવતે કુમારોએ આખા રણક્ષેત્રમાં યુદ્ધલીલા આદરી, તે વખતે તેમનાં સુકુમાર સુંદર મસ્તક પર ને ઘાટીલાં નગ્ન અંગ પર સૂરજનાં કિરણ ચમકતાં હતાં—ને યૌવન, ચેતન, અને શક્તિનું સૌરભ ચારે પાસ પસરતું હતું—એ બધું ચિરકાળ સુધી મારા સ્મરણમાં રમ્યાં કરશે. દિવસ આથમ્યો ત્યારે ધજાઓ ફરકાવતા અને રણસંગીત વગાડતા અમે સ્ટેશન સુધી કૂચ કરી–ને છેવટે ડબ્લિન પહોંચતાં ગાડીમાંથી ઊતરી દીવાના ઝાંખા પ્રકાશમાં ચાલતા અમે ઘેર આવ્યા. શાળાના જૂના મકાન પર આ અમારી છેલ્લી કૂચ હતી. હવે અમારી શાળા અને મકાન વધારે વિશાળ બન્યાં છે. પણ એ જૂનો આવાસ અને એ કૂચના આગરોતોના ચહેરા (તેમાંના કેટલાક તો આગળ અભ્યાસ કરવાને અમને છોડી ગયા છે તેથી ફરી કદી નહિ દેખાય) મને ઘણી વાર યાદ આવે છે. અને કદી ભવિષ્યમાં કોઈ મહાન લડતને માટે મારે તેમનો ખપ પડશે તો મેં જગાવેલી શ્રદ્ધા, પ્રેરણા ને પ્રણાલિકાને વફાદાર રહીને તેઓ જ્યાં હશે ત્યાંથી (ઘણાખરાએ તો વચન પણ આપ્યાં છે તે મુજબ) દોડી આવશે કે નહિ એમ ઘણીવાર હું મારા આત્માને પૂછું છું.

## ૪

### આનંદોત્સવ

( આશ્રમ શાયફાર્નહમ—મે ૧૯૧૩ )

બે વરસ સુધી આ પત્રને ઘોર નિદ્રામાં લીન કર્યા પછી હું આજે ફરીથી તેને જગાડું છું. બાદશાહી ઠાઠથી ઘોર ગુફાઓમાં સૂતેલા પ્રાચીન મહારાજાઓની માફક આ પત્ર પણ મારા આહ્‌વાનની જ વાટ જોઇ રહ્યું હતું. આજે હું અમારા ભાતભાતના દોરદમામ અને નાટકચેટકની દુનિયાને ખબર આપવાને માટે તેને ફરીવાર બહાર રવાના કરું છું. કહેવાની જરૂર નથી કે આજે હું અને મારા મિત્રો આયર્લેન્ડની પ્રજાને શાળાના ઉત્સવોમાં નોતરીએ છીએ તે કેવળ અમારા દિલની ઉદારતાને દેખાડવાને જ નહિ, પણ મુખ્યત્વે કરીને શાળાનું કલ્યાણ સાધવાને જ. વળી આ શાળાના સાહસને હવે પાંચ વર્ષ પૂરાં થયાં છે તે અવસરે આયર્લેન્ડના શિખરેશિખર પર જઈને આ પત્ર અમારી આનંદ-ગર્જના સર્વેને સભળાવે એ પણ તેના પ્રકાશનનો હેતુ છે.

ખુલ્લા શબ્દોમાં કહું તો અમારી શાળાનાં પાંચ વર્ષ પૂરાં થયાં છે અને આ શરૂઆતના મહિનાઓમાં મકાનના બાંધકામને અંગે જે બેહદ દેવું થઈ ગયું હતું તે ભરપાઈ કરીને શાળાનો પંચવાર્ષિક ઉત્સવ ઊજવવાનો અમે નિશ્ચય કર્યો છે.

આ દુનિયામા કેટલાંક સાહસ એવા જોખમભરેલા હોય છે કે એક બીન-જવાબદાર બાળકની માફક હસતે હસતે જ તેમા ઝુકાવી શકાય, તેનો બાગીકાર્યથી પહેલેથી વિચાર તો ન જ થઈ શકે જેમ રમતના મેદાન પર છોકરાઓ ગેડી વતી બોલ ફટકાવે છે, અને હારે છે કે જીતે છે તો પણ ખડખડાટ હસે છે તે જ પ્રમાણે કઈ ચોક્કસ ગણતરી કર્યા સિવાય જ આવા કામ ઉપાડી શકાય છે. અમારી શાળાનુ સાહસ પણ આવુ જ હતુ અને આવી વૃત્તિથી જ અમે તે આદર્યું હતુ એનો અર્થ એમ નથી કે આમા અમારો કઇ ગભીર હેતુ નહોતો અથવા તો અમારી ફરજનો અમને કઈ ઊંચો ખ્યાલ નહોતો. આ બધુ યે છતાં અમારા દિલ સાધુસતોના જેવા આનંદી જ રહ્યા છે—અથવા બીજી રીતે કહું તો સ્વર્ગીય આનંદથી જ અમારાં દિલ ભર્યાભર્યા રહ્યા છે. જો અમે દુનિયાદારી વ્યવહારુ માણસોના જેવા ઉદાસી મનના હોત અને જો શેરબજારની કે શરતના મેદાનની તેજીમદીથી અમે આંકુળવ્યાકુળ થતા હોત તો તો પાચ વર્ષ ઉપર જે ભારે જવાબદારીઓ અમે માથે લીધી હતી તેનાથી અત્યારસુધીમા અમે ચગદાઈ જ ગયા હોત. સદ્ભાગ્યે એક સુખી આશ્રમના નાગરીકો હોવાથી અમે આવી વ્યવહારુ ચિંતાઓથી અલિપ્ત રહ્યા છીએ. અમે નાની નાની બાબતોની પરવા નથી કરી અને તેથી જ આજે મોટા સાહસોમા પૂરેપૂરા મચી શકયા છીએ છતાં અમારામા એટલી વ્યવહારબુદ્ધિ તો છે જ કે જેથી અમારો બોજો હલકો કરવાને અમે ચાહીએ અને અમારા જોખમમાં બીજાને ભાગ લેવા દેવાની ઉદારતા પણ દાખવીએ. તેથી જ અમે એબી થિયેટરમા ને બીજે ઠેકાણે આવા બધાં નાટકચેટક કર્યાં છે.

પ્રાચીન ગેલ વિષે કવિઓએ એવુ ગાયુ છે કે તે રણમાં ઘણા આનંદી રહેતા અને બાકીના વખતે ઘણા ગમગીન બનતા. આયર્લૅન્ડ વિષે પરદેશીઓએ હમણાં જે જે ચોપડીઓ લખી છે

તેમા એવી છાપ પાડી છે કે આ દેશ અતિશય ગમગીન છે કારણ કે તેમણે આપણા લોકોને મોટે ભાગે ઉત્સવને પ્રસંગે જ, રમતના મેદાનમા કે ભપકાદાર જાફતોમા જ નિહાળ્યા છે અને એ દૃષ્ટિએ એ છાપ વાસ્તવિક છે કારણ કે ઘણા કાળથી રણસંગ્રામનો આવેશ આયર્લૅન્ડમાથી નાબુદ થયો છે, અને છ'ના થોડા દમડાથી જૂના વીર ફીનની માફક આપણે 'ભારે વિષાદમા ને ભયંકર આત્મપરીક્ષામા' ગરકાવ થઈ ગયા છીએ

પણ અમારી શાળામા એકસ્મારીથી રણક્ષેત્રમા હાસ્ય કરતા, એક બાજૂએ જરા શિર ઝૂકાવીને વીરહાસ્ય કરતા ફીનની મૂર્તિ સદાયે અમારી નજર સમીપ રાખીએ છીએ એ વીરહાસ્યનો રણસ્મર આયર્લૅન્ડના ઇતિહાસમા અમર થઈ ચૂક્યો છે, જ્યારે ટૅામસ સ્ટ્રીટમા એમેટ ફાસીને લાકડે ચડ્યો—ને તાજેતરમા માંચેસ્ટરના ત્રણ વીરલાઓ ફાંસીએ લટક્યા, ત્યારે એ જ વીરહાસ્ય તેમના મુખારવિંદ પર ઝગમગતુ હતુ આયર્લૅન્ડ જ્યારે કારખાનાના ધમધમાટથી ગાજશે અને તેની ગોદીઓ ભરચક માલ થી ફાટશે ત્યારે જ લોકો સુખી થશે એમ કહેનારા તો બેહૂદા બેવકૂફ જ છે કોઈ પાપી બનેના મત કે નિરાશ થશેના પ્રેમીને વિશે કોઈ એમ ધારે કે "તેને ભારી કમાણી થશે એટલે તે સુખી થશે" ત્યા સુધી આયર્લૅન્ડના મનનીઓના ચહેરા પર એ પ્રાચીન વીરહાસ્ય—ફાંસીને લાકડે ચડના એ જુવાનોના જેવુ વીરહાસ્ય—નહિ રમે ત્યા સુધી તે કદી પણ સુખી ન જ થાય

આપવાની અણી પર હતો તે ઘણો જ આનંદી અને મગરૂબ દેખાતો હતો—જાણે કંઈ મજાકથી હસતે હસતે એનું મનોહર મસ્તક એક બાજુએ સહેજ નમતું હતું આગળ રમતના મેદાન પર તેમ આ વખતે પણ મે તેનું ખુલ્લુ સફેદ ગળુ નિહાળ્યુ—બાલના ઝુલફા પવનથી તેના કપાળ પર ખેલતાં જોયા આથી મને કંઈ અકારણ આનંદોન્માદ થઈ આવ્યો પણ આખી મેદની તો તેના તરફ શાબાશીની નહિ પણ દયા અને નવાઈની નજર નાખતી હતી—પોતાની ફરજ બજાવતા શહીદ તરીકે નહિ, નકામી જિંદગી ફના કરનાર મૂરખ તરીકે તેને ગણતી હતી! તેથી મારો આનદ શમવાને બદલે ઊલટો વધતો ગયો આ ટોળુ તેને તાળીઓથી વધાવે કે શત્રુવટથી તેના પર ગાળો વરસાવે તોયે તેની સમક્ષ મરવુ સહેલ બને! પણ આવા ચડીચૂપ ઊભેલા બેદરદ માનવીઓની આગળ મરવુ એ તે કેમ સહેવાય! આ ઘડીએ એ સ્વપ્નામા મેં જોયુ કે મારો એક બીજો વિદ્યાર્થી એ માચડા ઉપર ચડી ગયો અને તેણે પહેલા કુમારની આખો ઉપર સફેદ પાટો બાધી દીધો! જલ્લાદને હાથે આવુ મિત્રકાર્ય થાય તે તેનાથી કેમ સખાય? ે આ કૃત્યમા મને એક બિરાદરનો અખૂટ પ્રેમ અને વફાદારીનું ખુ દેખાયુ અને એ ટોળાની ભયકર બેદરકારીનુ તેથી કઈક સારુ વળતું લાગ્યુ!

મને બાળપણમા ભૂતપલિતના સ્વપ્ના આવતા તે પછી આ પહેલુ જ સ્વપ્ન આમેહૂબ યાદ રહ્યુ છે મને એ પણ યાદ છે કે થોડા દિવસ પછી શાળાની એક સભામા મેં આ સ્વપ્નું વર્ણવેલું, પણ ત્યા કોઈનુ નામ નહોતું આપ્યુ તેથી કયા કુમારને મેં સ્વપ્નામા જોએલો તેનો કોયડો ઉકેલવામા સર્વે રોકાયેલા! વળી એ પણ મને બરાબર યાદ છે કે જ્યારે મેં એમ કહેલું કે કોઈ સનાતન સત્યની સેવામા આમ મરવુ એ તમારે સર્વેને માટે સૌથી

રળિયામણું ગણાય ત્યારે કોઈને જગાયે નવાઈ લાગેની નહિ; કારણ કે એ વાત અમારી શાળાના સર્વ ઉપદેશને અનુસરતી હતી. અલબત, અમે ગજકીય પ્રચાર જેવુ કઈ આ શાળામા કદાપિ કર્યું નથી. ફક્ત એટલુ જ અમે તેમના ધ્યાન પર હમેશા લાવ્યા છીએ કે જે જિંદગીને કજૂસની માફક સાચવે તેનું જિવતર ધૂળ ગણાય, ને સેવાકાર્યમા સદા યે ઉદાર ચિત્તે અને આનદથી જાતને હોમી દે—જરૂર પડયે પ્રાણ પણ પાથરે તેનુ જ જીવ્યુ સાર્થક ગણાય. 'પીટર પેન'ના નાટકમા જે. એમ (હવે સર જેમ્સ) બારી લખે છે તેમ, "આવુ મરણ એક જગી સાહસ સમાન છે" મારા લખેલા 'રાજા'ના નાટકમા રણસગ્રામમા જતી વખતે ભોળો કુમાર જ્યારે કહે છે કે "મને આટલુ નાનુશુ કામ કરવા દો" ત્યારે તે બોલમા આપણા વીરયુગનો વળી વધારે સચોટ પડઘો પડે છે

મને દહેશત છે કે શાળાના આનદનું વર્ણન કરતે કરતે હું અતિશય ગભીર બની ગયો છુ એક શિષ્યે મારા ઉપર એવો આરોપ મૂક્યો છે કે હુ "આનદોત્સવની વ્યવસ્થાઓ ઘણી જ સખ્તાઈથી" કરુ છુ ખરી વાત તો એ છે કે આ સ્થળે સર્વ આનંદ બાળકોમાથી સ્ફુરે છે અને વિષાદની ઊંડી ખીણમાથી બાળકોની ઊંચી ભૂમિકા પર ચડીને જ અમે તેમના આનદમાં ભાગ પડાવીએ છીએ પણ જ્યારે અમે ખડ પર જ આનદી થવાની કોશિશ કરીએ છીએ ત્યારે અમારા ફાકા ફોકટ નીવડે છે. જ્યારે આ પત્રનો પહેલો અંક તૈયાર થતો હતો ત્યારે એક દિવસ બેહદ ગભીર બનીને મારો સાથી મૅકડોના મારી પાસે આવ્યો તેને જરા મશ્કરીખોર થવાની મે વિનતિ કરી મેં સમજાવ્યુ કે આ પત્રનું લખાણ હદપાર ગંભીર થઈ ગયુ છે, અને તેમા નાજુક ચચળ તરંગની ને ખડખડ હસાવે એવા હાસ્યરસની ઘણી ઊણપ છે.

એ દોસ્ત સાધારણ રીતે ઘણો જ કલ્પનાશીલ ને મશ્કરો છે પણ આવા હુકમથી તો તે કશીયે ભલીવાર કરી શક્યો નહિ. ઊલટે મશ્કરીના મુદ્દા શોધવાને ફાંફાં મારતાં અમે અમારા ધવલગિરિ ખંડમાં આખી સાંજ બેસી રહ્યા. ત્યારે ઊલટા અમને જે વિચારો આવ્યા તે તો શ્મશાન ને ગીધના, અણુચૂકવેલાં દેવાંના, ને આવતી પરીક્ષાઓનાં પરિણામના જ. બીજે દિવસે ભોજન વખતે એક કુમારના મંજુલ સ્વરનો રણકાર સાંભળ્યો, અને તરત જ હાસ્યરસની ઝડી લાગી. તેણે હૈદરાબાદના લોકની વાત કહી ને આથી ઊલટો અમારો અંક સુધરી ગયો.

(૩) વેપારઉદ્યોગમાં પડવું નહિ—નહિ તો હાથ મેલા થાય;

(૪) હાથમાં કંઈ બોજો લઈને રસ્તામાં ફરવું નહિ—નહિ તો આબરૂદાર લોકો નિંદા કરે;

(૫) કશામાં વધારેપડતો ઉત્સાહ ન રાખવો—નહિ તો વકીલો ને તેમના ગુમાસ્તા તમને બેવકૂફ ગણે,

(૬) નોકરી જાય એવું તો કશુંએ કદી ન કરવું.

આવી ભયંકર નીતિ ખ્રિસ્તી શાળાઓમાં શિખવાય છે, ખ્રિસ્તી વર્તમાનપત્રોમા તેનો પ્રચાર થાય છે, અને ખ્રિસ્તી દેવળોમા પણ તેનો આદેશ સંભળાય છે. ખેતરમાં ખીલતા ફૂલ અને હવામાં વિચરતાં પખીઓ વિષે ઈસુએ જે કહ્યું છે—ને આગળપાછળની ચિંતા કરતી માર્થાને ઈસુએ જે કહ્યું છે—તે બધુ આ નવા જમાનાને માટે અપ્રસ્તુત ગણવામા આવે છે. પણ આ વચનોમાં જ ઈસુના ઉપદેશનું પરમ રહસ્ય સમાયેલુ હોવાથી આબરૂદાર લોકોના હિસાબે તો સારો ખ્રિસ્તી ધર્મ જ આ જમાનાને માટે છેક જ નકામો ગણાય.

ખ્રિસ્તી ધર્મનો જો કોઈ મોટામાં મોટા દુશ્મન હોય તો તે આબરૂદારોની દુનિયા જ છે હાલના જમાનામા વળી તેને અર્થશાસ્ત્રનો હાથો મળ્યો છે મારી ખાતરી છે કે અર્થશાસ્ત્રની શોધ ઍડમ સ્મિથે નહિ પણ સેતાને કરી હતી કદાચ એમ પણ હોય કે સેતાને, જેમ પહેલા આદમની મારફત માણસને આબરૂદારીના વાધા સજાવ્યા હતા તેમ, આ બીજા આદમને પણ તેના સાધન તરીકે જ વાપર્યો હશે. ગમે તેમ હોય. પણ એટલી તો ખાતરી જ રાખજો કે કોઈ વ્યક્તિ કે સમાજ માટે જીવનના સાચા પંથનો પેગામ અર્થશાસ્ત્રમાંથી તો નહિ જ મળે. જિંદગીનું ખરું રહસ્ય જુદાજુદા કરવેરાની તકરારમા નહિ પણ દૈવી ને આસુરી સત્ત્વોના સંગ્રામમાં જ રહેલ છે. ને આ વિષયમાં નીત્શે, માર્ક્સ કે મીલ

તમને શું શીખવવાના છે? હે મનુષ્યો ને પ્રજાઓ ! ભાડા ને ભાવતાલની ચોપડીઓમાં પૂળો મૂકો અને વાંચો તમારા વીરકથાના પ્રાચીન પુરાણો !

જો તમે વીરકથાઓ તરફ નહિ વળો તો એ નવા વેશમાં તમારી સમક્ષ આવી ઊભશે તેના સત્ત્વો એવા પ્રચંડ અને અમર છે કે તેને કોઈ આમદરફાર દુનિયા કે વાયડુ અર્થશાસ્ત્ર નાબૂદ નહિ જ કરી શકે જૂના સત્યો નવા ગીતોમાં ગવાશે—જૂના આવેશ અને વિષાદ નવા રૂપમાં રજૂ થશે સત્યનું સ્વરૂપ એ જ સૌન્દર્ય છે—અથવા તો સૌન્દર્યના વાઘા સજીને જ સત્ય દુનિયામાં અવતરે છે આમ સૌન્દર્ય પ્રકૃતિની માફક ગમે તેવા વિવિધ રૂપ ધારણ કરે છતા અંતે અવિનાશી છે જ્યારે બધિયાર દીવાલો ચણીને તેને બાતલ કરશો ત્યારે તેને તોડીને હજાર સ્વરૂપે તમારા ઉપર તે છાપો મારશે આ દેશમાં અને આ જમાનામાં સનાતન સૌન્દર્યસૃષ્ટિનુ આપણને કયી રીતે દર્શન થશે તે હું નથી કહી શકતો કદાચ આયરિશ નાટકશાળાની મારફત કે પછી આયરિશ ભાષા બોલતા ગામડિયાઓના હૃદયમાથી નીતરતી કવિતાની મારફત પણ તે સાપડે પણ તેના દર્શન થશે એ તો ચોક્કસ. કદાચ તે દેવદૂતની માફક પ્રકટ થશે ત્યારે 'મધ્યાહ્નને સમયે કોઈ અવનવી ઉષા'ના દર્શન થતા હોય એમ લાગશે !

*

હવે સર્વેનો ઉપકાર માનવાનો પરમ ધર્મ મને પ્રાપ્ત થાય છે. પ્રથમ પંક્તિમા તો શાળાના એક હિતેષી બિરાજે છે—તેમનું નામ આપતો નથી, કારણ કે આવી જાહેરાત તેમને પસંદ નથી તેમની અને તેમના બે દોસ્તોની મલાહથી જ આ શાળા સ્થાપવાનું શક્ય બન્યુ છે તેમને કોઈ રીતે પૈસાદાર તો ન જ કહેવાય, છતા તેમની સહાયથી જ મારા જેવો ગરીબ માણસ આ શાળા

સ્થાપીને નભાવી શક્યો છે વળી શાળાની જે ભાવના અને સ્થળ વિષે દુનિયામા હજી ઘણી ગેરસમજૂતી ફેલાયેલી છે તેના તરફ અચળ વફાદારી દાખવવા માટે નાના કુમારોથી માડીને મોટા ધર્માધ્યક્ષો સુધીના સર્વે મિત્રોનો તેમજ અમાગ વિદ્યાર્થીઓના વાલીઓનો હુ આભાર માનુ છુ

ચાલુ વરસ પર આવતા, શાળાના ઉત્સવની બધી વ્યવસ્થા કરવામા જે સર્વેએ સહાય આપી છે તેમનો પણ આભાર માનુ છુ ને મેની ૧૭મી તારીખે એબી થિયેટરમા શાળાના લાભાર્થે ખાસ એન રજૂ કરવાની અદ્દ્ભુત ઉદારતા દાખવવા માટે કવિવર ડબ્લ્યુ બી યીટ્સ અને તેમના સાથીઓનો ખાસ આભારી છુ કવિવર રવીન્દ્રનાથ ટાગોર પર ભાષણ આપતા મિ યીટ્સે તેમના શાન્તિનિકેતનને 'ભારતવર્ષની સત એડા' તરીકે વર્ણવ્યુ હતુ આ વચનથી પ્રેરાઈને મારા એક મિત્રે સૂચવ્યુ કે આપણે કવિ પાસે જઈને વિનતિ કરીએ કે તેમની નાટકશાળા આપણી પાઠશાળા માટે કંઈ કરી શકે તો સારુ જેથી અમે યીટ્સના આગળ આ વાત ઉપાડી તેવી જ તેમણે તે ઝડપી લીધી ઉપરાત તેમણે એક ખાસ મહેરબાની અમારા ઉપર કરી એબી થિયેટરમા કવિવર ટાગોરનુ 'ડાકઘર' નાટક રજૂ થાય—જે કવિને તેઓ આજે દુનિયાના સર્વોત્તમ કવિવર ગણે છે તેમની એક કૃતિ સારા યુરોપમા પહેલી જ વાર રગભૂમિ પર પ્રગટી ઊઠે—એ દિવસની યીટ્સ ઘણા વખતથી આતુરપણે રાહ જોતા હતા ને આ 'ડાકઘર'નો પહેલો જ એન અમારી શાળાના લાભાર્થે ભજવવાનું અમને વચન આપીને યીટ્સે તો આડો આક વાળ્યો સાથે સાથે મને શાળાનું એક નાટક પણ રજૂ કરવાનુ તેમણે આમત્રણ આપ્યુ ત્યારે મારી ખાતરી થઈ કે મહાન કલાકાર જ સૌથી વધારે ઉદાર થઈ શકે છે—સાચો

કલાકાર જ સદાએ ચારેબાજુએ તેની નીધા વરસાવે છે

છેવટે 'ડાકઘર'ની સાથે મારુ 'રાજા' નામનુ નાટક રજૂ કરવાનુ અમે ઠરાવ્યુ અમારા જ મેદાનમા એક ઠેકાણે પાણીના ઝરણા પર નાનો પુલ બાંધેલો છે, ત્યા થોડા અને બધા લશ્કરી ઠાઠ સાથે આ નાટક અમે ગયા ઉનાળામા ભજવ્યુ હતુ તે પછી નાટકના જુદાજુદા પાત્રોનુ ઘડતર વધારે પાકુ કરવાને મે થોડાથોડા વાકયો તેમા ઉમેર્યા હતા, અને કુમારોએ શાળામા જ તે ફરીવાર ભજવવાને તૈયારીઓ પણ કરવા માડી હતી મીટ્સે પહેલી વાર વાત કરી ત્યારે ટાગોરના નાટક વિષે હુ કંઈ ખાસ જાણતો નહોતો તે વખતે તો હું એટલુ જ સમજ્યો હતો કે મારા અને એ હિંદી નાટકમા—બન્નેમા એક મીઠડો કુમાર મુખ્ય નાયક હતો, અને બન્નેમા મૃત્યુનુ ગૌરવ આલેખ્યુ હતું તે પછી ટાગોરનુ નાટક હુ વાચી ગયો ત્યારે મને સમજાયુ કે મે પહેલા ધાર્યું હતુ તે કરતા પણ બન્ને નાટકની વચ્ચે વધારે સામ્ય છે અને હિંદી નાટકની પાદપૂર્તિરૂપ મારુ નાટક બનશે ટાગોરે હિંદુસ્તાનના ગામડાના પાત્રોદ્વારા તેમ મે આયર્લૅન્ડની પુરાણકથાના વીરનાયકોદ્વારા એકનું એક જ સનાતન સત્ય આલેખ્યું છે—કંઈ મોટામા મોટુ પરાક્રમ કોઈ પણ માણસ કરી શકે તો તે સેવા જ છે

## ૫

### ઉપસંહાર

( આશ્રમ રાથફાર્નહામ: જુલાઇ–ઑગસ્ટ, ૧૯૧૩ )

[ પિયર્સે પોતાની શાળા વિષે આ લેખ બેલફાસ્ટના ગેલિક સંઘના માસિકમાં પ્રકટ કર્યો હતો. શાળા વિષે તેના અંતિમ ઉદ્ગાર આ લેખમાં જ આપણને વાંચવા મળે છે. તે પછીથી ધીમેધીમે રાજકીય લડતમાં તે ખેંચાતો ગયો અને તેથી પોતાના શાળાપત્રમાં પણ તે કંઈ મુદ્દાનું લખી શક્યો નહિ. ]

સંત ઍન્ડાની પાઠશાળા ને તેના વિદ્યાર્થીઓ વિષે કંઈક લખવાનું મને કહેવામાં આવ્યું છે. હજી કંઈ ખાનગી વાતો પ્રકટ કરવાનો વખત નથી આવ્યો. શાળાના કામને અંગે મને કેટલોક એવો ઊંડો આનંદ અને એવી કેટલીક કારમી નિરાશાઓ થઈ છે જે હું કદી જાહેરમાં તો નહિ જ મૂકું. વળી છેલ્લાં પાંચ વર્ષની કારકીર્દિ દરમ્યાન કેટલાક એવા રમૂજી પ્રસગો બન્યા છે કે જે વાંચવામાં ઘણો જ રસ પડે. પણ જો હું તે વર્ણવું તો મારા વિદ્યાર્થીઓના વાલીઓ અને જાહેર પ્રજા એક પાઠશાળાના આચાર્ય ઉપર જે ગંભીર વિવેકની જવાબદારી મૂકે છે તેને માટે હું નાલાયક ગણાઉં. જ્યારે સરકારી પરીક્ષાઓ અને સરકારી ખાતાની જંજાળમાંથી તદ્દન છૂટો થઈને હું મીઠી રાહત ભોગવીશ

ને કદાચ મારી શાળાનો સાગોપાગ ઇતિહાસ લખીશ, ત્યારે તેના એકેએક પ્રસગમા એવી ગભીર અશક્યતા દેખાશે કે જે શુદ્ધ સત્યમા જ સભવી શકે અમારી શાળા કદી કલ્પનામા પણ ન આવી શકે એવી એક અસભવિત વસ્તુ છે, અને છતા પણ તે હસ્તી ધરાવે છે।

બેલફાસ્ટના ગેલભાઈઓ જાણીને રાજી થશે કે આ શાળા સ્થાપવાને પહેલું પ્રોત્સાહન મને તેમનામાના એક તરફથી જ મળ્યુ હતુ મને બરાબર યાદ છે કે જ્યારે પ્રથમ મેં મારા મિત્રોને લખી જણાવ્યુ કે આયર્લૅન્ડના ઉમરાવોના દેશત્યાગ (સન ૧૬૦૦-૧૬૧૩) પછીના છેલ્લા આશરે ત્રણસો વર્ષમા જેવી કદી નથી જોયેલી તેવી ખરેખરી આઇરિશ શાળા ડબ્લિનની પાસે ઉઘાડવાનો મારો ઇરાદો છે—તેમા બધુ શિક્ષણ આયરિશ અને અગ્રેજી એ બન્ને ભાષાઓ મારફત આપવામા આવશે, તેમા પરદેશી ભાષાઓ પણ મુખપાઠથી જ શીખવવામા આવશે, બીજી માધ્યમિક શાળાઓના કરતા વધારે વિશાળ અને ઉદાત્ત સસ્કાર વિદ્યાર્થીઓ પર પાડવામા આવશે, તેમા પરીક્ષાઓની અને ગોખણપટ્ટીની આખી પ્રથાને સદતર નાબૂદ કરવામા આવશે, ને એક સાકડા ઓરડામા બધાએ વિદ્યાર્થીઓને જોગજુગમથી ઠોકી બેસાડવાને બદલે તે દરેકનું વ્યક્તિત્વ ખીલવવાને ખાસ કાળજી લેવામા આવશે આવુ બધુ મે મારા મિત્રોને લખેલુ—ત્યારે ઘણાખરાએ તો તરત રોકડુ પરખાવી દીધુ કે "આવુ કઈ કરતા ના!" માત્ર બેલફાસ્ટથી જ મને એવો પ્રોત્સાહક સદેશો મળેલો કે "બેલાશક શાળા ઉઘાડો, મારા છોકરાઓને તેમા જરૂર મોકલી આપીશ" પ્રોત્સાહનનો બીજો સૂર છેક ગોયનોસેમથી (આર્જેન્ટાઇન) મરહુમ વિલિયમ બલ્ગીને સભળાવ્યો, ને તેમણે પણ એવુ જ

વચન આપ્યુ ત્રીજુ પ્રોત્સાહન એક ઊંચા દરજ્જાના કેથોલિક પાદરી બાવાએ આપ્યુ આ બધુ કેટલુ તરેહવાર લાગે છે! ને અમારો પછીનો બધો ઇતિહાસ પણ એવો જ છે।

અ'સ્ટરની સરહદ હાલના સરકારી ધોરણથી નહિ પણ આયર્લૅન્ડના ઇતિહાસના ધોરણે દોરીએ તો, એ પ્રાન્તના ત્રણ દોસ્તોએ આ શાળાના ખર્ચની મુખ્ય જવાબદારીનો ભારે બોજો ઉઠાવ્યો છે તેમાનો એક તો કેથોલિક પણ નથી, ને અમારી શાળા તો કેથોલિક પથની છે આ પણ કેટલુ બધુ અસભવિત લાગે છે। વળી અમારા ત્રણ મરમમા સરમ શિક્ષકો પણ અલ્સ્ટરના જ વતની છે ઉપરાત આ ઘડીએ અમારા સર્વોત્તમ છ શિષ્યોના નામ ગણાવવાનુ તમે મને કહો તો એ છમાથી ચાર નામ તો મારે અ'સ્ટરના કુમારોના જ આપવા પડે અલ્સ્ટર હમેશા બહુ જ 'અતડો' પ્રાત ગણાય છે પણ અલ્સ્ટરના કુમારો ને માણસોનો મારો અનુભવ તો એવો છે કે આયર્લૅન્ડના બીજા કોઈ ભાગના માણસો કરતા અલ્સ્ટરના માણસોના સ્વભાવમા કૅલ્ટિક જાતિનો ખુશમિજાજ અને આનદી સ્વભાવ વધારે અશે દેખાય છે વળી તેમનો આનદ પણ દક્ષિણના લોકોના કરતા વધારે ઊછળતો હોય છે, અને તેમા તીખી કડવાશનો અશ ઓછો હોય છે

વળી, મુખ્યત્વે કરીને એક વર્તમાનપત્રકાર તરીકે અને ગૌણ અશે વકીલ તરીકે જ જેને લોકો પિછાનતા તેવો માણસ આય લૅન્ડમા પ્રચલિત કેળવણીની સમગ્ર પ્રથાને ઠોકર મારીને નવા ધોરણસર એક શાળા માડવાની હામ ભીડે ત્યારે તેને થોડા પણ વિદ્યાર્થીઓ સાપડે એ અસભવિત જ ગણાય છતા પહેલે જ દિવસે ૪૦ વિદ્યાર્થીઓ શાળામા દાખલ થયા, અને દરમ્યાન તેમની સખ્યા વધતી જ ગઈ છે ખરેખર આવા કઈ અખતરાની ઘડી આવી.

પહોંચી જ હતી, અને સવાલ માત્ર અમારી લાયકાતનો જ હતો. આજ સુધીમાં ઘણા અસંભવિત કિસ્સા અમે પાર ઉતર્યા છે તે ઉપરથી અમારી લાયકાત પુરવાર થાય છે.

અમારો એક ચમત્કાર તો એ છે કે છોકરાઓને શાળા છોડવી ગમતી જ નથી. ભાગ્યે જ કોઈ કુમાર અમારી શાળામાં દાખલ થયો હશે કે જેને થોડા જ વખતમાં તેની લગની નહિ લાગી હોય. અમે કંઈ તેમને સાકર પિરસતા નથી. ઊલટું, અભ્યાસમાં તેમજ વ્યાયામમાં તેમનાથી બની શકે તેટલું સખત કામ તેમની પાસેથી લઈએ છીએ. અમારી ફતેહની ચાવી શિક્ષકો અને શિષ્યો વચ્ચે જામતી બિરાદરીમાં રહેલી છે. આનો અર્થ કંઈ એટલો જ નથી કે માત્ર નવરાશના વખતમાં જ કુમારોની સાથે અમે બધા ભાઈબંધી કરીએ છીએ; અમે દરેક રીતે તેમની સાથે એવો નિકટ સંબંધ કેળવ્યો છે કે જેથી અમારી દિલસોજીની પૂરેપૂરી ખાતરી રાખીને તેઓ બધી મુસીબતો અમારી આગળ રજૂ કરે. વળી મારા અનુભવ મુજબ જવલ્લે જ કોઈ વિદ્યાર્થીઓ પોતાના ગુનાની શિક્ષામાંથી બચી જવાની કોશિશ કરે છે. ઊલટા, ઘણીવાર, તેમણે પોતાની મેળે અમારી પાસે આવીને ગુના કબૂલ કર્યા છે અને માફ માગી લીધી છે. કારણ એટલું જ કે ગુનો છુપાવીને મારા કે બીજા શિક્ષકો તરફ જગાવે દગાઈ કરવાનું તેમને ગમતું નથી. પોતાના સાથીઓ સાથેના વર્તનમાં કુમારો સાધારણ રીતે ઘણા વફાદાર હોય છે. અમારી વિશેષતા એ છે કે આ જાદુઈ બિરાદરીમાં અમે શિક્ષકોને પણ સમાવી દીધા છે અને 'વિદ્યાર્થીની આબરૂ' નો નવો બદલો અર્થ અમારી શાળામાં થયો છે.

વળી એ પણ છે કે તાબુબીઆવેડું નથી લાગતું કે અમારી શાળા જ્યાં વધારેમાં વધારે બાર આવતિશ જતા પર મુકાય

છે તે ડબ્લિનની કૉલેજમા શ્રેષ્ઠ ભાષાઓની પરીક્ષામા પણ પહેલુ ઇનામ મેળવે ?—ને અમુક જિલ્લા બોર્ડ તરફથી આપવામા આવતા ઇનામો પર જાણે કાયમનું દાપુ તેમનુ જ થઈ જાય ? છતા આ બધુ બન્યુ છે આયર્લૅન્ડના સર્વે કસરતબાજ કુમારોમા અમારા વિદ્યાર્થીઓને સર્વોપરિ સ્થાને મૂકતા એ તો પ્રમાણમા સહેલુ હતુ આથીયે વધારે નવાઈની વાત તો એ છે કે મન્સ્ટર પ્રાંતની ટુકડીની સામે હરીફાઈમા ઊતરનાર લીન્સ્ટરની ટુકડીના આગેવાન તરીકે અમારા જ ઉસ્તાદને પસદ કરવામા આવ્યો હતો।

શુદ્ધ આયરિશ તેમજ મિશ્ર અગ્રેજી-આયરિશ નાટકો અમે રજૂ કરીને અમારા કુમારોની જ નહિ પણ સારા દેશની નાટય-કલાની ખિલવણીમા અમે ઠીક ફાળો આપ્યો છે એક દોસ્તે લખ્યુ છે તેમ, પારકી ભૂમિમાથી નાટયકલાનો તૈયાર છોડ આપણી જમીનમા રોપવાનો પ્રયાસ કરવાને બદલે આપણી નાટયકલાને તેના કુદરતી મૂળમાથી ખીલવવાનો પ્રયાસ અમે આદર્યો છે

પહેલા પાચ વરસમા આવા કામ સાધીને શાળાએ ઠીક નામના મેળવી છે પણ અમારી ફતેહની ખરી કસોટી તો અમારા વિદ્યાર્થીઓના ચારિત્ર્ય અને નિત્યજીવન પરથી થશે જે કેળવણીની છાપ જિંદગી પર ન પડે તે નિષ્ફળ જ ગણાય તેથી હુ આશા રાખુ છુ કે ત્રણ વરસ પર પ્રો મૅકૂ નેઈલે ઉચ્ચારેલા શબ્દો હમેશા સાચા જ પડશે "સત ઍંડાની શાળાની સફળતા માત્ર તેના અભ્યાસગૃહમા ને રમતના મેદાન પર જ નહિ, પણ મુખ્યત્વે કરીને તેના વિદ્યાર્થીઓના ગૃહજીવનમા જ આસિત થઈ ચૂકી છે "

## પટ્ટશિષ્યની સ્મરણાંજલિ

(કલન્સવુડ હાઉસ : ઑગસ્ટ ૧૯૧૭)

[ સન ૧૯૧૬ના એપ્રિલ માસમાં રાષ્ટ્રીય લડતની આગેવાની લઈને પિયર્સે ડબ્લિનની પોસ્ટ ઑફિસનો કબજો લીધો ત્યારથી તે જેલમાં ગયો ત્યાં સુધી તેણે પોતાના પટ્ટશિષ્ય ડેસ્મંડ રાયનને પોતાની પાસે જ રાખ્યો હતો. ગોળીબાર થતા પહેલાં તે એવી સૂચના મૂકી ગયો કે રાયને અત્રે રજૂ કરેલા બધા લેખો, શાળાના ઇતિહાસ વિષે એક પ્રકરણ ઉમેરીને, એક પુસ્તકના રૂપમાં પ્રકટ કરવા. તે મુજબ રાયને જે પ્રકરણ લખ્યું હતું તેનો ટૂંકો સાર નીચે આપું છું. રાયને આયર્લૅન્ડના ઇતિહાસ અને તેના આચાર્ય વિષે ઘણાં લોકપ્રિય પુસ્તકો લખી સારી કીર્તિ સંપાદન કરી છે. ઈ૦ યા૦ ]

સંત ઍંડાની શાળા ઊઘડી તે દિવસ મને બરાબર યાદ છે. જુદીજુદી વય અને કદના આશરે ચાળીસેક છોકરાઓ કલન્સવુડ હાઉસમાં ચારે તરફ ધ્યાનથી નજર નાંખતા બેઠા

ઉત્સવમાં—આ બધે ઠેકાણે હજાર જાતની વાતો કરીને અને ઠઠ્ઠામશ્કરી કરીને તેઓ સર્વેને સચોટ ચાનક આપતા.

વિલિયમ પિયર્સ ખરું જોતાં તો એક કલાકાર જ હતો. છતાં અમારી શાળામાં તેના મોટાભાઈ પછી તેનું સ્થાન સર્વોપરિ હતું. સાધારણ દુનિયાની નજરે તો તેના ભાઈની કીર્તિની છાયામાં જ તે વસતો. પણ આ શાળા તો બન્ને ભાઈઓના સરખા ઋણુ નીચે દબાયેલી છે. મોટાભાઈએ નિશાળ સ્થાપવાને અને ચલાવવાને બધી જ જવાબદારી ઉપાડી હતી. તેમ નાનાભાઈએ પણ ઘણે પ્રસંગે વ્યવહારુ સલાહ આપીને, છેલ્લાં વરસોમાં કાળજીથી શાળાની વ્યવસ્થા કરીને તેમજ શિક્ષક તરીકે પૂરો શ્રમ લઈને એ શાળાને સાર્થક બનાવવામાં મોટો હિસ્સો આપ્યો હતો. છેક છેવટે તો વિલિયમે (જેને વિલિ કહીને તેના દોસ્તો સંબોધતા હતા) શાળાનું સુકાન લગભગ પૂરેપૂરું હાથમાં લીધું હતું. તે પહેલાં તો તે કલાનું શિક્ષણ આપતો અને નવરાશના વખતમાં શિલ્પકામ કરતો. અમારાં નાટકો ને દૃશ્યોની બધી વ્યવસ્થા તે જ કરતો. રંગભૂમિ પર જોઈતા પડદા ને બીજી વસ્તુઓ તે તૈયાર કરતો ને રાત્રે છેક મોડે સુધી દરેકે દરેક વીગત પર મોટાભાઈ સાથે ચર્ચા કરતો. વળી તે હમેશાં કહેતો કે વિદ્યામાં અને નાટ્યકળામાં વિજય મેળવવો એ બસ નથી—સાથે સાથે વિદ્યાર્થીઓએ રમતના મેદાન પર પણ વિજય મેળવવો જ જોઈએ. રમત અને કસરતમાં તે વિદ્યાર્થીઓ કરતાં પણ વધારે રસ લેતો, અને જ્યારે જ્યારે અડધા દિવસની રજા પડતી ત્યારે બધો ફાજલ વખત ગેડીદડા ને ફૂટબોલ રમવામાં ગાળતો. વળી હાથદડાની રમતનો તેને એટલો બધો શોખ હતો કે પોતાના ગાંઠના જ પૈસા ખરચીને તેની હરીફાઈના દાવ તે ગોઠવતો.

વિલિયમ પિયર્સના અવસાન વિષે લખવાનું આ સ્થાન નથી. તેના જેવા નિઃસ્વાર્થી અને મહાનુભાવ માણસને શોભે એવા ઉમદા ગૌરવથી તે તેના છેલ્લા સાહસ દરમ્યાન પણ વર્ત્યો હતો. એક વખત કોઈ લડતમાં બલિદાન આપવા વિષે વાત નીકળી ત્યારે તે બોલ્યોઃ "મને મરણની બીક નથી. હું જે માનું છું તેને માટે ખુશીથી પ્રાણ આપીશ. બાકી, આ શાળા સિવાય મને જિંદગીમાં બીજો કંઈ રસ નથી."

આવા શિક્ષકોના શિક્ષણ અને ચારિત્ર્યથી, શાળાના સંસ્કાર અને વાતાવરણથી, અને કુદરતના નિત્ય સમાગમથી વિદ્યાર્થીઓની કલ્પના અને જીવન પર ઘણી જ ઊંડી અસર થતી. પણ તે ઉપરાંત, બહારની દુનિયાની છાપ પણ વિદ્યાર્થીઓ પર પાડવાને સારુ બને તેટલા પ્રસંગો ગોઠવવામાં આવતા. અડધા દિવસની રજા હોય ત્યારે બહારના વિદ્વાનોનાં ભાષણો શાળામાં સાંભળવાને મળતાં. પેડ્રિક કોલમ, ડૉ૦ ડગ્લાસ હાઈડ અને મેજર મેકબ્રાઈડ જેવા નામાંકિત વિદ્વાનોને ભાષણ કરવાને નોતરવામાં આવતા. પછી સર્વે છૂટથી અને ઉત્સાહથી ચર્ચામાં ભાગ લેતા. શાળા-સમિતિની સભાઓમાં અને પખવાડિક (રાષ્ટ્રીય) નૃત્યના ઉત્સવોમાં વિદ્યાર્થીઓને જાહેરમાં બોલવાની ટેવ પાડતી. તેમ વખતોવખત 'શીન ફેઈન', સ્ત્રીઓના મતાધિકાર, દારૂનિષેધ, આયરિશ, વિરુદ્ધ પરદેશી રમતો—વગેરે વિષયો પર ઘણી ઘણી ચર્ચાઓ વિદ્યાર્થીમંડળમાં થતી.

ઉનાળાની રમતોમાં ક્રિકેટ દાખલ કરવી કે નહિ—એ સવાલ પર શાળામાં એક વખત બે મોટા પક્ષ પડી ગયા હતા. મોટા ભાગના વિદ્યાર્થીઓ ક્રિકેટની તદ્દન સામે હતા. પછી આખી શાળાના વિદ્યાર્થીઓના મત લેવામાં આવ્યા ત્યારે બહુમતિથી ક્રિકેટ નામંજૂર કરવામાં આવી. આ પરિણામ આવતાં પહેલાં ઘણી જ

ચળવળ બન્ને પક્ષ તરફથી ચલાવવામાં આવી હતી છેવટે, રાષ્ટ્રીય રમતો તરફ વફાદારીની ભાવના અમારી શાળામાં કાયમ રહી હતી

*

સન ૧૯૧૬ના ઇસ્ટરના તહેવાર પહેલા અમારી શાળા બંધ થઈ તે વખતે વિદ્યાર્થીઓએ તેમના આચાર્યની છેલ્લી રજા લીધી—તે પ્રસંગ મને બરાબર યાદ છે પિયર્સ જાણતો હતો કે તેના બાલવિદ્યાર્થીઓના મુખડા તે છેલ્લી વાર નિહાળતો હતો આવતા તોફાનના ભણકારા તે એ લો જ સાંભળતો હતો છતા તે નિયમસર પોતાનુ કામ કર્યે જતો ને ગોઈને ચમકાવે એવો એક અક્ષર પણ તે ન બોલતો ર૧મી માર્ચને દિવસે અમારી શાળાનો ઉત્સવ હતો તે વખતે તેણે વિદાયના વચનો અમને સંભળાવ્યા એ ઉત્સવને પ્રસંગે નૃત્યનો જલસો ગોઠવેલો હતો તેનો ઉપસંહાર કરતા તેણે કહ્યુ કે ' આ શાળાને હવે આઠ વરસ પૂરા થયા છે હું ઇચ્છુ છુ કે તે એંશી વરસ સુધી ચાલે પણ તેને અંગે મારુ પોતાનુ કાર્ય તો હવે પૂરુ થયુ છે આપણા કુમારોને દેશની ધાર્મિક અને અમારી લડતો લડવાને સમર્થ સિપાહીઓ બનવાને મારુ આ શાળા મેં સ્થાપી છે આયર્લૅન્ડના સ્વયંસેવક સૈન્યમા આજ એવા ઘણાએ સિપાહીઓ મોજૂદ છે દુનિયાના પાપ ધોવાને માટે ઇશ્વરના પુત્રને પોતાનુ લોહી રેડવુ પડ્યુ હતુ આયર્લૅન્ડનો ઉદ્ધાર કરવાને માટે આયર્લૅન્ડના પનોતા પુત્રોને તેમના પ્રાણ પાથરવા પડશે ''

આ જલસામા સ્વયંસેવક સૈન્યના અમલદારો, સ્વાતિતા ગવૈયા, અને બીજા ઘણા બહારના મિત્રો પણ હાજર હતા તે જ દિવસે સવારે સ્વયંસેવ દળની એક ટુકડી પર દરોડો પડેલો તેથી તે સામાન્ય રાજકીય પરિસ્થિતિને લીધે આ ઉઘાડાછોક બાબતની

મોકલવામાં આવતું. આમ હજારો માઈલ દૂર બેઠેબેઠે તે સર્વેના ઉપર દેખરેખ રાખવાની કોશિશ કરતો. જ્યારે તે પાછો આવ્યો ત્યારે કેટલાકે આશ્રમના છાપરા પર ઊભે ઊભે, શાળાના વાવટા ફરકાવીને તેમજ બ્યૂગલ અને શરણાઈઓ વગાડીને તેને ભાવભર્યો આવકાર આપ્યો. બાકીના કુમારો નીચે હારબંધ ઊભા રહ્યા અને સર્વેએ શાળાની પ્રથા મુજબ ત્રણ વાર 'સંત એંડા'ના જયનાદના પોકાર કર્યા.

*

શાળાની આંતરિક વ્યવસ્થા વિષે ટુંકામાં જ લખીશ. "ભોજન વગેરેની બધી વ્યવસ્થા સ્ત્રીઓને હસ્તક છે"—એ શબ્દોનું પૂરેપૂરું રહસ્ય દરેક વિદ્યાર્થી થોડા વખતમાં જ કળી ગયો. સદ્‌ભાગ્યે પિયર્સનાં માતુશ્રી અને બહેન જેઓ બધી ઘરગથ્થુ વ્યવસ્થા કરતાં હતાં તેઓ હજી પણ હયાત છે. * તેથી તેમને વિષે અહીયાં એટલુ જ કહીશ કે શાળાને ફતેહમંદ બનાવવામાં, વિદ્યાર્થીઓ ઉપર ઓર જાદુઈ અસર પાડવામાં અને શાળાને ભયંકર કેદખાનાને બદલે આનંદી ઘર બનાવવામાં—એ વીર શહીદોના કરતાં તેમની મા અને બહેને જરા યે ઓછી મહેનત નથી લીધી.

હવે આ શાળાનાં અને તેના આચાર્યની ફતેહનાં વધારે વખાણ કરવાથી શો લાભ? જેમને તેમની સાથે કામ કરવાનો અમૂલ્ય અવસર મળ્યો છે, તેઓ જ તેમને સાચી રીતે પિછાની શકયા છે.

અમારામાંથી કેટલાક તેમની છેલ્લી લડતના સાક્ષી હતા અને

* આ લેખ મૂળ પુસ્તકમા પ્રકટ થયા પછી પિયર્સનાં વીર માતા પરલોક સિધાવ્યા છે; ને હવે તેના બહેન જ પાઠશાળા ચલાવે છે. ઈ.

અમે તેમના મોટામાં મોટા (રાજકીય) અખતરાના મંગલાચરણ, સાહસ, પ્રગતિ અને આનંદોત્સવ નિહાળ્યાં હતાં. ડબ્લિનમાં જ્યારે સ્વતત્રતાની ધજા ઊંચે ફરકાવવામાં આવી અને યુરોપના એક સારામાં સારા રાજમાર્ગની બન્ને બાજુએ આવેલી હવેલીઓ દારૂગોળાથી સળગીને ભસ્મ થતી હતી ત્યારે એક જણ બોલી ઊઠયો: "આ બધાનો આત્મા પિયર્સ જ છે." જ્યારે ચારે બાજુએ આગની ભયંકર ભૂતાવળમાંથી ધુમાડાના ગોટેગોટ આકાશમાં ઊંચે ઊડતા હતા ત્યારે નિરંતર ગોળીબારથી વિંધાતા (પોસ્ટ ઑફિસના) મકાનની અંદર બેઠેલા અમાગ આચાર્યનું એક રુવાંડું પણ ઊભુ નહોતું થતું. ચારે બાજુએથી હુમલો કરનાર સરકારનાં સિપાઈઓ વધારે ને વધારે નજીક ધમતા હતા. બંદૂક, મશીનગન અને તોપોનો ભયંકર કોલાહલ કાનના પડદા ચીરી નાંખતો હતો. આ ભયંકર સાહસની કુલ જુમ્મેદારી પિયર્સના માથા પર જ સર્વેએ મૂકી હતી. જ્યારે પરાજય ચોક્કસ જણાયો ત્યારે શાંત ચિત્તે સળગતા અને તૂટતા ઘરમાંથી તે છેલ્લો બહાર નીકળ્યો. ગોળીબારથી છવાયેલો રસ્તો ઓળગી, મારગમાં પડેલાં ઘણુંયે શબને વટાવી, મશીનગનના ભડાકાથી ચમકતી ગલીઓમાં થઈ, તેનો સાથી કોનોલી જ્યાં મરણતોલ ઘવાઈને સૂતો હતો ત્યાં તે આવી પહોંચ્યો. ત્યાંથી તે સરકારને શરણે થવાને—ને મરવાને ગયો ત્યારે તેની આંખમાં એનું એ ગુમાન, એનો એ ભારેલો અગ્નિ પ્રજ્વળતો હતો. એ મહાગુરુનાં છેલ્લાં દર્શન અમે ત્યાં જ કર્યા. એણે પોતે જ કહ્યું છે કે સેવા એ જ પરમ ધર્મ છે. અમે તેના શિષ્યો તેની તારીફમાં એટલું જ કહીશું: "તેણે અમને આયર્લૅન્ડનો સાક્ષાત્કાર કરાવ્યો." બાકી, શાળાનો વીગતવાર ઇતિહાસ તો કોઈ દિવસ ભવિષ્યમાં જ લખાશે.

*

કેટલાક લોકો આ શાળાને એક સ્વપ્નસૃષ્ટિના તરંગ સમાન ગણે છે. પણ આ વાત કોઈ માનશે નહિ. ઉચ્ચ ભાવનાથી ઓતપ્રોત થયેલી આ શાળામાં કુમારોને સુતારકામ અને બાગકામ તેમજ કન્યાઓને સોયકામ અને રસોઈ, તે ઉપરાંત આફત પ્રસંગે પ્રાથમિક સારવારનું કામ દરેકને શીખવવામાં આવતું. વળી જે વિદ્યાર્થીઓને રોબર્ટ એમેટ અને એન ડેવલીનના જેવા બહાદુર થવાને પાનો ચડાવવામાં આવતો હતો તેમણે 'રાષ્ટ્રીય વિદ્યાપીઠ'માં જઈને શિષ્ટ ભાષાના વિષયમાં પહેલાં ઇનામ મેળવ્યાં અને રમતગમતની હરીફાઈઓમાં સોનાના ચાંદ મેળવ્યા. અમે કંઈક ઊંચી ભાવનાઓથી પ્રેરાયા છીએ તેથી શું દુનિયાના રોજના વહેવારમાં કે હુન્નરઉદ્યોગમાં, બજારમાં કે ઘરમાં, શું અમે ઓછા કાબેલ નીવડ્યા છીએ ?

## નાટકોનો સાર

[ પિયર્સની 'સંત એંડા'ની પાઠશાળામાં જુદેજુદે વખતે ભજવાયેલાં જે નાટકોનો આગલા લેખોમાં ઉલ્લેખ કર્યો છે તેનો સાર હવે એકસાથે આપુ છે. જેમ રામાયણ ને મહાભારત, પૃથ્વીરાજ ને પ્રતાપ, અકબર ને શિવાજીની કથાઓ જાણ્યા સિવાય હિંદી રાષ્ટ્રીય શિક્ષણનો મર્મ ન સમજાય તેમ ફીન ને કુહાલનની પુરાણી અને વુલ્ફ ટોન ને એમેટની ઐતિહાસિક વાતો જાણ્યા સિવાય આયરિશ રાષ્ટ્રીય શિક્ષણનો મર્મ પણ ન જ સમજાય. ]

### ૧

### ફીનનો ઉદય

આ નાટકનો લેખક સ્ટેન્ડીશ ઓ'ગ્રેડી પ્રાચીન તેમજ ઐતિહાસિક આયરિશ વાર્તાસાહિત્યના પ્રથમ લેખક તરીકે હજી પણ ઘણું ઊંચું સ્થાન ભોગવે છે. તેણે જ ગઈ સદીના ઉત્તરાર્ધમાં આયરિશ ભાષામાં લખાયેલા ભારોભાર ગ્રંથોનો બારીક અભ્યાસ

કરીને તેમાંથી આપણા ભીષ્મ અને દ્રોણ, અર્જુન અને અભિમન્યુની હારમાં મૂકી શકાય એવા આયરિશ વીરનાયકોના સૂરાતનની કથાઓ પોતાની સબળ કલમથી અંગ્રેજીમાં ઉતારી. ત્યારથી જ ભૂતકાલના સાહિત્યભંડારની લોકપ્રિયતાનો ને સમગ્ર રાષ્ટ્રજીવનનો પણ નવો યુગ શરૂ થયો.

'ફીનનો ઉદય' એ, આ લેખકના એક આખા નાટકનો પહેલો અંક છે. ફીન (જેનો શાબ્દિક અર્થ ગોરો અથવા સુંદર થાય છે) એ ફીઆનાનો—એ નામની ચુનેલા સુભટોની પ્રાચીન રાષ્ટ્રસેનાનો—મોટામાં મોટો સરદાર ઇસુ ખ્રિસ્તની ત્રીજી સદીમાં થઇ ગયો એવી દતકથા છે. તે વખતે આખા આયર્લૅન્ડનો ચક્રવર્તી મહારાજા કોર્માક (હાલના ડબ્લિનની ઉત્તરે આવેલા) તારાની ગાદી પર રાજ્ય કરતો હતો.

ફીનના જન્મ પહેલાં બાસ્ના અને મોર્ના નામના બે વંશની વચ્ચે ફીઆના સૈન્યની સરદારી માટે કટોકટીની હરીફાઇ ચાલતી. આ બે પક્ષના સુભટો વચ્ચે નોકના (જે હાલ કાસલનોક કહેવાય છે) મેદાન પર ખૂનખાર લડાઈ થઈ. તેમાં બાસ્નાનો આગેવાન કુમાલ ને તેનો મોટો દીકરો પણ માર્યા ગયા. ત્યાર પછી તેની ગર્ભવતી સ્ત્રી મુર્ના મહામુસીબતે દુશ્મનોના પંજામાંથી છટકીને જંગલોમાં છુપાઈ ગઈ અને ત્યાં તેને પેટે એક સુંદર બાળકનો જન્મ થયો. તેનું નામ ફીન. પછી પણ રખેને દુશ્મનો તેને શોધીને મારી નાંખે એવી બીકથી રાણીએ એ બાળક બે વૃદ્ધ જોગમાયાને સોંપી દીધો. ફીને છેક બાળપણથી જ કૃષ્ણની માફક અમોઘ લીલા કરવા માંડી. પ્રથમ તો તેણે મોર્ના પક્ષના ભંડારીને જ મારી નાંખી નાણાંની થેલી હાથ કરી. તે જ પ્રમાણે જંગલમાં ભયંકર પ્રાણીઓનો પણ તેણે અનાયાસે શિકાર કરવા માંડ્યો. તે બાર ચૌદ વરસનો થયો એટલે તે પોતાનાં સગાંવહાલાં ને સાથીઓની શોધમાં નીકળી પડ્યો.

બીજી પામ તેનો કાકો ફીમાલ પોતાના મૂઠીભર સાથીઓને
લઈને એક ગુફામા ભગાઈ બેઠો હતો શત્રુઓની બીકથી તેઓ
છેક રાત્રે જ કઈ શિકારની શોધમા નીકળતા અને મોટે ભાગે તો
જે કંઈ ફળપાન મળે તે ખાઈને જ મહામુસીબતે પોતાનો નિર્વાહ
કરતા એવામા એક દિવસે રાત્રે તેમના બારણા પર ટકોરા થયા
તેથી બધા ગભરાઈ ગયા પણ કાકા ફીમાલને એક ડુઈડ જોશીએ
કહેલુ કે તેનો તારણહાર એક દિવસે આવી ચડશે તેથી તેણે
બારણુ ઉઘાડવાનો પોતાના સાથીઓને હુકમ કર્યો બારણુ ઉઘાડ્યુ
કે તરત એક તેજસ્વી કુમાર અંદર દાખલ થયો તેણે ભોજન
અને રાતવાસો માગ્યા ત્યારે ફીમાલે પોતાની દીનદશાનુ કલ્પાંત
કરીને પછી ગુફામા જે હોય તે અતિથિ આગળ રજૂ કરવાનો
હુકમ કર્યો આવી રંક સામગ્રી રજુ થઈ કે તરત જ આ કુમારે
ઝટપટ પોતાની ઝોળીમાથી શિકારમા મળેલો ભરપૂર ખોરાક,
દારૂના મોટા પીપ અને એવા બીજા ચમત્કારિક ભંડાર ફીમાલની
સમક્ષ ધર્યાં આ ઉપરથી આવડા નાના કુમારની અસાધારણ
શક્તિ પારખીને ફીમાલ સ્તબ્ધ થયો છેવટે કુમારે પોતાના
બાપની નિશાનીરૂપે એક સોનાનો કંદોરો બતાવ્યો અને જાહેર
કર્યું કે હુ બીજો કોઈ નહિ પણ કુમાલનો પુત્ર ફીન છુ

એ ગ્રેડીનો પહેલો અંક અહીંયા પૂરો થાય છે તે પછી
ફીનની ચડતી અને લડાઈઓની અસંખ્ય અદ્‌ભુત વાતો છે
પોતાના કાકાને મળ્યા પછી ફીને કવિઓના એક આશ્રમમા ઘણા
વરસ સુધી કેળવણી લીધી સર્વે વિદ્યામા પારંગત થયા પછી
ફીઆના–સૈન્યની સરદારી પાછી હાંસલ કરવાને તે કોર્માકના
દરબારમા ગયો તે જ દિવસે આખા રાજગઢમા ઘણી ગમગીની
છવાઈ ગઈ હતી કારણકે દર સાલ તે જ દિવસે એક ભયંકર
રાક્ષસ દૂર દૂરથી આવીને પ્રથમ તો પોતાના જાદુઈ સંગીતના

સૂરથી તારાના બધા ય સૈન્યને ઘેનમા નાખી દેતો અને પછી બળતા ગોળા ફેંકીને આખા શહેરને આગ લગાડતો આ સાભળી ફીને પ્રતિજ્ઞા કરી કે કોઈ પણ રીતે હું રાજધાનીનો બચાવ કરીશ, અને મહારાજાએ પણ વચન આપ્યુ કે જો ફીન આવુ પરાક્રમ કરી બતાવશે તો ફીઆનાની સરદારી તેને સોપવામા આવશે

રાત પડી કે બધા સુભટો તારાના કિલ્લા પર ચોમેર ગોઠવાઈ ગયા પણ જેવા તેમણે પેલા રાક્ષસના સૂર સાભળવા માડચા કે તેઓ નિદ્રાવશ થવા લાગ્યા સદ્‌ભાગ્યે ફીનને તે જ વખતે તેના પિતાના એક જૂના સાથીએ છુપાવેલો એક જાદુઈ ભાલો કાઢી આપ્યો તેમા એવી શક્તિ હતી કે તેની અણી જો પોતાના કપાળમા દાબીને ઊભો રહે તે રાક્ષસી માયાને વશ ન થતા અજબ ઝનૂનથી લડવાને ધૂંધવાય આથી ફીને મહાકષ્ટ વેઠી એ ભાલો કપાળમા દબાવી રાખ્યો પછી રાક્ષસે બળતા ગોળા નાખવા માડચા તે તેણે એક જાદુઈ ચાદરમા ઝીલીને બુઝાવી નાખ્યા રાક્ષસ આમ નિષ્ફળ થતા પોતાનો કાળ નજીક આવ્યો છે એમ સમજીને ભાગ્યો પણ ફીન તેની પૂ ઠે પડચો તેને ભાલાથી વીંધી નાખ્યો ને તેનુ માથુ કાપીને, પોતાના વિજયની નિશાનીરૂપે તેણે એક મોટા થાભલા પર ખોસ્યુ

સવાર પડી એટલે ફીને ગર્જના કરીને બધા ઊંઘતા માણસોને જગાડચા તેઓ આખુ શહેર સાબૂત જોઈ ને ચકિત થયા રાજાને રાક્ષસનુ માથુ જોઈ તેના વધની ખાતરી થઈ પછી તેણે ફીનને આખા લશ્કરની સરદારી સોપી, તે જીવતા લગી તેણે ભોગવી

ઇંગ્લડના પ્રસિદ્ધ રાજા આર્થરને પણ ફીને હરાવેલો તેની પણ ઘણી કથાઓ છે ફીનનો દીકરો ઓસીઅન હતો ને તેણે આ બધી કથાઓ રચેલી તેથી આ સમગ્ર કથાસગ્રહ પણ ઓસીઅનના નામે આયર્લૅન્ડની તવારીખમા ઓળખાય છે

## ૨

### કુહાલનની કથા

'લાલ શાળાના' રાજવંશમાં જ (તે
અલ્સ્ટર પ્રાંતના 'લાલ શાળાના' રાજવંશમાં જ (તે
વખતના મહારાજા કોનર અને સેનાધિપતિ ફર્ગસની માફક)
કુહાલનનો જન્મ થયો હતો દંતકથા એવી છે કે તેની માતા કંઈ
દૈવી પ્રેરણાને અનુસરીને ચાળીસેક સખીઓની સાથે, જુવાન વયે
જંગલમાં ચાલી ગઈ હતી. ત્યાં એક દેવના સંસર્ગથી તેને પેટે
કુહાલનનો જન્મ થયો હતો. થોડાં વરસે કોનર રાજાને તેની ભાળ
લાગી એટલે તરત એ તેજસ્વી બાળકને તેની માશીને ત્યાં
ઉછેરવાને મોકલ્યો. તેણે પણ ફીનની માફક એત્રણ વરસની
ઉમ્મરે જ એક ભયંકર જળચર કૂતરાનો સંહાર કરીને પોતાની
દૈવતાઈ શક્તિનું પારખું બતાવી આપ્યું. પછી એકએ વરસમાં
તેણે પીઠ પર બખ્તર, હાથમાં ભાલો અને બીજા હાથમાં ગેડી
લઈને મોસાળના બાગબગીચામા ખૂબ ખેલવા માંડયું. પણ જ્યારે
જ્યારે તે પોતાના જેવા સોબતીઓ સાથે ખેલવાને રાજધાનીએ
જવાની વાત કરે, ત્યારે તેના વાલીઓ તેની વાત કાન પર
ધરે નહિ.

એમ કરતાં કુહાલન સાત વરસનો થયો એટલે એક દિવસ
તેણે પોતાની ગેડી વતી દડાને ખૂબ દૂર પહોંચાડયો અને તેને
શોધવાનું બહાનું કાઢીને તે ઘરમાંથી નાસી છૂટયો. રખડતો રખડતો

તે અલ્સ્ટરની તે વખતની રાજધાની અવન-માહ (હાલનું આર્મા) આવી પહોંચ્યો. ત્યારે મોટા મેદાન પર ત્યાંની નામચીન બાળસેના ગેડીદડા રમતી હતી. તેમાં તાબડતોડ ભાગ લઈને કુહાલને પોતાની શક્તિનો પરચો દેખાડયો. તે ઉપરથી છેવટે તેને તેના મામા રાજા કોનર પાસે લઈ જવામાં આવ્યો, અને તેને યથાવિધિ શસ્ત્રવિદ્યા શીખવવાનું કામ સેનાપતિ ફર્ગસને સોંપવામાં આવ્યું.

એક દિવસ સારી સેનાનાં હથિયાર ઘડનાર કુલન નામના લુહારોના સરદારે રાજગઢ પર આવીને રાજા કોનરને તેના ચુનંદા સાગરીતો સાથે પોતાને મહેલ પધારવાનું આમંત્રણ આપ્યું. કોનરે તે સ્વીકાર્યું ને કુહાલનને પણ સાથે આવવા કહ્યું. કુહાલન તે વખતે બાળસાથીઓ સાથે ખેલતો હતો તેથી તેણે પાછળથી આવી પહોંચવાનું વચન આપ્યું. હવે કોનર ને તેનો રસાલો કુલનના કિલ્લામાં દાખલ થઈ ગયા એટલે તેણે તો રોજના રિવાજ મુજબ તેના વિકરાળ શિકારી કૂતરાને બહાર ચોકી કરવાને છોડી મૂકીને દરવાજા બંધ કરી દીધા. અંદર જાફત શરૂ થઈ એટલે તરત જ કોનરે ઓચિંતો કુહાલનને યાદ કર્યો. કુલનને દહેશત લાગી કે રખેને શિકારી કૂતરો એ બાળકનો જાન લે. પણ એટલામાં તો બહારથી કૂતરાની જ રાડ સંભળાઈ, અને જોતજોતામાં ચીથરેહાલ દશામાં કુહાલન દાખલ થયો અને તેણે મારેલો કૂતરો ઢસડીને બાજુ પર પટકાવ્યો. આખી મિજલસમાં હાહાકાર થઈ ગયો. લુહાર કુલને આ કૂતરાની હત્યા પેટે નુકસાનીની રકમ માગી ત્યારે તો મહેમાન અને જજમાન વચ્ચે જાદવાસ્થળીની તૈયારી થઈ. પણ અજબ કુનેહ અને સિપાઈગીરીથી કુહાલને જ ઝગડાનું સમાધાન કર્યું. તેણે લુહારને વચન આપ્યું કે: "જ્યાં સુધી આવો બીજો કૂતરો તમને મળે નહિ ત્યાં સુધી હું પોતે જ આખા ગઢની રખેવાળી કરીશ."

થોડાં વરસમાં કુહાલનની રખેવાળી પૂરી થઈ એટલે તેને

રાજાની સેનામા દાખલ થવાને વિધિસર શસ્ત્ર બાધવાનો દિવસ નજીક આવ્યો આ શૂરા કુમારે જ્યારે એક દિવસ પસદ કર્યો ત્યારે દ્રુઈડોએ કુડળી જોઈ ભવિષ્ય ભાખ્યુ કે "એ દિવસે જે શસ્ત્ર બાધશે તે આખા આયર્લૅન્ડમા શૂરામા શૂરા સાહસ માટે સદા કાળ પકાશે—પણ તેનુ આયુષ્ય ટૂકુ નીવડશે" આ સાભળ્યા છતા યે તે જ દિવસે શસ્ત્ર ગ્રહણ કરવાને કુહાલન સજ્જ થયો

પ્રથમ તો કુહાલન ઘોડાની શોધમા નીકળ્યો દૈવી સત્ત્વોએ તેની સેવામા બે પાણીદાર ઘોડા—એક ઘોળો અને બીજો કાળો—રજૂ કર્યા તરત તે ઘોડા પર સવારી કરીને સમુદ્ર પર્યંત આખા દેશના સીમાડાને ફરતા ઝાડ, જગલ, પહાડો અને ખીણો પર ત્રણવાર તેણે પ્રદક્ષિણા કરી પછી રાજાએ જે રથ તેને આ ઘોડા જોડવાને આપ્યા તે તેણે એક પછી એક જોતજોતામા ભાગી નાખ્યા છેવટે તેને જૂના વખતનો સઘરી રાખેલો જાદુઈ રથ આપ્યો તે જ કુહાલનની શૂરી સવારી માટે માફક આવ્યો તે જ પ્રમાણે અગણિત તલવારો અને ભાલાની પરીક્ષા કર્યા પછી કુહાલને કવચ, બે ભાલા અને એક તલવાર પસદ કર્યા છેવટે તેણે તેના એક શૂર સાથીને સારથિ તરીકે પસદ કર્યો એટલે તેની રણસામગ્રી સંપૂર્ણ થઈ

કુહાલન હવે યુવાવસ્થાએ પહોચેલો હોવાથી પ્રિયાની શોધમા નીકળી પડ્યો તેને કાને લસ્કના સરદાર ફોર્ગેલની નાની કુવરી એમરની કીર્તિ પહોચી હતી, એટલે તેના ઘરનો પથ તેણે લીધો. કથાકાર લખે છે કે સ્ત્રીઓને યોગ્ય છ યે ગુણમા—રૂપ, સંગીત, વાણી, સોયકામ, જ્ઞાન અને ચારિત્ર—એમર સર્વોપરિ હતી છેવટે કુહાલને એમરને મળી તેના પ્રેમની માગણી કરી ત્યારે કુવરીએ તેને રોકડુ પરખાવી દીધુ "શૂરવીરો સાથે સંગ્રામ ખેલીને મને પરણવા આવ હજી તારે તો સાહસ ખેલવાના બાકી છે." આ સાભળીને કુહાલન પાછો ફર્યો

હવે ચમત્કારિક સાહસ કરવા સારુ જાદુઈ શસ્ત્રવિદ્યા શીખવાને કુહાલન દૂરના એક ડુંગરાળા મુલકમાં સ્કથ નામની એક જગવિખ્યાત શક્તિદેવીની શોધમાં નીકળ્યો. પાસેના પ્રદેશમાં પહોંચતાં બીજા સેંકડો શૂરાઓ કુહાલનને મળ્યા. તેમણે કહ્યું: “ પેલો મુશ્કેલ રસ્તો વટાવી, તે પછીના જંગલનાં વિકરાળ પ્રાણીઓને હંફાવીને જે પેલી ઊંડી ખીણ પરથી એક કૂદકો મારીને સામેના શિખરે પહોંચી શકે તેને જ એ દેવી ગુપ્ત વિદ્યા શીખવે છે.” કુહાલને આ બધાંયે સાહસ જોતજોતામાં કર્યાં. સ્કથની પાસેથી એક વરસ સુધી સંપૂર્ણ શસ્ત્રવિદ્યા શીખ્યો—ને છેવટે દેવીએ તેને એક જાદુઈ ભાલો આપ્યો, કે જે શત્રુના પેટમાં ભોંકાતાં તેનાં રૂંવેરૂંવામાં કારમાં શૂળ ઊપજાવે.

આ શસ્ત્ર કુહાલને સિદ્ધ કર્યા તે પછી તરત તેની કસોટીનો પ્રસંગ પણ આવ્યો. દેવોના—કે રાક્ષસોના—આ પ્રદેશમાં સ્કથની પાડોશમાં જ ઐફા નામની રાજકુમારી રહેતી હતી, અને તે વારંવાર સ્કથને હેરાન કરતી હતી. તેથી તેને કાયમને માટે વશ કરવાને તેના પર સ્કથે ચડાઈ કરી. કુહાલનને વારવાને દેવીએ તેને ખૂબ માદક દારૂ પિવડાવ્યો પણ તેનો નશો એક દિવસને બદલે એક કલાકમાં જ ઊતરી ગયો. કુહાલન લડાઈના મેદાન પર આવ્યો, એટલે તરત જ તે એ રાજકુમારી સાથે દ્વંદ્વયુદ્ધમાં ઊતર્યો. ઐફાએ જોતજોતામાં કુહાલનની તલવારના ટુકડા કર્યા. આમ, આ કુમારની જિંદગી જોખમમાં આવી પડી તે વખતે કુહાલને એક તરકટ કર્યું. રાજકુમારીને તેનો રથ અને ઘોડા બહુ જ વહાલા હતા તે જાણી લઈને કુહાલને ઓચિંતી બૂમ પાડી: “ અરે! જો! તારો રથ અને ઘોડા પેલી ખીણમાં ગબડી પડ્યા!” આથી રાજકુમારીએ પાછું જોયું એટલે કુહાલને તરત તેને કમ્મરમાંથી પકડીને સ્કથની છાવણીમાં દોડી ગયો. ત્યાં તેને જમીન

પર પટકાવીને કુહાલન તેની છાતી પર ચડી બેઠો. રાજકુમારીએ હવે હાર કબૂલ કરીને તેની જિંદગી બચાવવાની વિનંતિ કરી તે શૂરા કુમારે સ્વીકારી, પણ એક શરતે કે તે કદી સ્કથની સાથે ટંટો કરે નહિ. છેવટે કુમાર આ રાજકુમારી સાથે પ્રેમમાં પડ્યો. તેને છોડતી વખતે કુહાલને તેને કહ્યું કેઃ "કદી તને છોકરો થાય તો તેનું નામ કોલ પાડજે, અને તેનું નામ કે જાત કદી પણ ન જણાવવાની બાધા પાળજે."

આ વાતનો ઘણો કરુણ અંત આવ્યો. વીસેક વરસ પછી આ રાજકુમારીના કુંવર કોલે અવન–માહના દરબારમાં જઈને દ્વંદ્વયુદ્ધની માગણી કરી, ત્યારે જેને જેને તેની સામે મોકલવામાં આવ્યા તેને તેણે જોતજોતામાં પટકી નાખ્યા. છેવટે કુહાલન તેની સામે મેદાનમાં પડ્યો. લડતે લડતે બન્ને બળિયા દરિયામાં પડ્યા અને કુહાલનને ડૂબી જવાની દહેશત લાગી. તે વખતે તેને તેના ગુરુએ આપેલો જાદુઈ ભાલો યાદ આવ્યો ને તે તેણે પોતાના જ દીકરાના પેટમાં ભોંકીને તેને ઘાયલ કર્યો. પછી તરત જ તે કુમારની આંગળી પર રહેલી વીંટી કુહાલને પારખી પોતાના દીકરાને પિછાન્યો. પછી તેને આ ઘાયલ દશામાં અલ્સ્ટરના વીરોની આગળ લઈ ગયો અને બોલ્યોઃ "દોસ્તો! મારો દીકરો તમને ભેટ ધરું છું." આખરે એ કુમારે બધા શૂરાઓને અને પિતાને નમસ્કાર કરીને દેહ છોડ્યો.

આમ સ્કથની પાસેથી શસ્ત્રવિદ્યા શીખીને કુહાલન પાછો દરબારમાં આવ્યો તે પછી વળી તેણે શૂરા મરદોને પોતાનો ચમત્કાર દેખાડવાનો નિશ્ચય કર્યો. આ સારુ તે રથમાં બેસીને ફરવા નીકળ્યો ત્યારે તેના સારથિએ આયર્લૅન્ડનું પાટનગર તારા વગેરે અનેક સ્થળો દૂરથી દેખાડ્યાં. છેવટે કુહાલનની નજર એક દુર્જયગઢ પર ઠરી. સારથિએ તેને ઘણો વાર્યો, પણ ગઢના નામચીન

શૂરાઓની સાથે બાથ ભીડવાની તેણે ભારે જીદ પકડી કુહાલનની
વીરગર્જના સાભળી ગઢવીનો મોટો દીકરો તેની સામે આવી
પહોચ્યો ફરીથી સારથિએ કુહાલનને ચેતાવ્યો ' ખબરદાર ! આ
યોદ્ધાના શરીરમા તલવાર ન ખૂપે એવી તેની જાદુઈ શક્તિ છે ”
તેથી કુહાલને પોતાની ગોફણમા લોઢાનો ગોળો મૂકીને તે તેના
પર છોડી ગોળો તેના કપાળને વીંધી આરપાર ચાલી ગયો
આમ એ ઢગ પડ્યો પછી તેના નાના ભાઈઓને કુહાલને
તલવાર ને ભાલાથી ઠાર કર્યા, ને તેમના બધાના માથા રથ પર
બાધીને રાજધાનીએ ગયો

તે વખતે કુહાલનના શરીરમા લડાઈનું શૂરાતન એટલુ ઊકળી
ગયુ હતુ કે તેના ધસતા રથનો વેગ દૂરથી જોઈને રાજા કોનરના
દૂતો ગભરાઈ ગયા રાજાને થયુ કે કુહાલનનુ શૂર કેમે ઊતરશે
નહિ તો જે કોઈ સામે મળશે તેનો તે સહાર કરશે તેથી તેણે
એક અજબ યુક્તિ રચી તેના હુકમથી તમામ મર્દો ઘર ઝાલી
બેઠા ને રાજધાનીની પચાસેક સુદરીઓ તમામ વસ્ત્ર ઉતારી નગ્ન
સ્વરૂપે કુહાલનની વાટે ઊભી રહી તેમને જોતા વાર જ તે વીરલો
શરમાઈને નીચુ જોઈ રહ્યો પછી કોનરના નોકરોએ કુહાલનને
નવડાવવા ઠડા પાણીના કુડમા નાખ્યો પણ તેના શરીરમા એટલી
ગરમી વ્યાપી ગઈ હતી કે તે પાણી ઊકળીને ઊભરાઈ ગયુ અને
કુડના કાઠા પણ ભાગી ગયા તેથી ફરીફરી વાર તેને ઠડા
પાણીમા ડૂબકીઓ ખવડાવી ત્યારે કેટલી વારે કુહાલન છેવટે શાત
થયો અને સ્વચ્છ વસ્ત્ર પહેરી રાજાની સાથે ભોજન કરવા ગયો

આવા સાહસમા સફળ થઈને કુહાલન જૂની પ્રિયાને વરવાને
ઊપડ્યો સસરાના મુલકમા આવીને તેણે ગઢની દીવાલો પરથી
એવી મોટી છલગ મારી કે જેથી તે એમરના આવાસમા જ સીધો
આવીને ઊભો તરત જ તેના બાપના સિપાઈઓ કુહાલન પર

તૂટી પડ્યા આ ઝપાઝપીમા આ વીગ્લાએ ઘણાનો સહાર કર્યો. એલરનો બાપ નામના જતા લપસી પડ્યો તેને પણ કુહાલને ઠાર કર્યો છેવટે એમગ અને તેની બહેનને લઈને કુહાલન બહાર નીકળ્યો ત્યારે બીજી સેનાઓ તેની સામે થઈ, તેનો પણ ઘોર સહાર કર્યો પછી એમગને લઈને કુહાલન અલન-માહ પહોચી ગયો—ત્યા તેમના વિધિસર લગ્ન થયા, અને તેઓ છેવટે મરણથી જ વિખૂટા પડ્યા

આ વખતે અલ્સ્ટરમા ત્રણ બળિયા પકાતા કોનાલ, લિયરી અને કુહાલન આ ત્રણેની વચ્ચે એક રાક્ષસે હરીફાઈ ગોઠવી તેણે એવો કાયદો મૂક્યો કે જે મારુ માથુ આજે કાપી નાખે અને જે કાલે તેનુ માથુ મને કાપવા દે, તે અલ્સ્ટરનો મુખ્ય યોદ્ધો ગણાશે એકલો કુહાલન જ આ કસોટીમાથી પાર ઊતર્યો અને તે રાજ્યના મુખ્ય યોદ્ધા તરીકે પકાયો

હતુ—શાપ હતો દતકથા એવી છે કે એક વખતે રાજધાનીમા ઘોડાની શરતો ચાલતી હતી ત્યારે એક ખેડૂત બોલી ઊઠ્યો કે મારી સ્ત્રી અહીંયા હોય તો તમારા બધાય ઘોડાને હરાવી દે આ ઉપરથી તેની સ્ત્રી માહને બોલાવનામા આવી તે ગર્ભવતી હતી તેથી પોતાને ન દોડાવવા તેણે રાજાને ઘણી યે આજીજી કરી, છતા તેણે માહને તાબડતોબ શરતમા દોડવાનો હુકમ કર્યો છેવટે માહ દોડી તો ખરી—ઘોડાને શરતમા હરાવ્યા—પણ પછી તરત જ ગર્ભપાત થતા રાડ પાડીને જમીન પર પડી મરતે મરતે તેણે રાજાને કારમો શાપ આપ્યો—કે તારી સાત પેઢી સુધી જ્યારે જ્યારે પરરાજ્યનો હુમલો થશે ત્યારે અલ્સ્ટરના યોદ્ધાઓ ઘોર માયાને વશ થઈને લડવાને અશક્ત બનશે

તેથી રાણી મોવના દુદુભી વાગ્યા એટલે અલ્સ્ટરના લડવૈયા પોતાની પથારીઓમા લથડી પડ્યા માયાને વશ ન થયો એક માત્ર કુહાલન જ તેણે એકલે હાથે કોનોટના આખા લશ્કર સામે લડતા જે જાદુઈ સાહસ અને પરાક્રમો કર્યા—છેવટે બળથી ન જિતાયો તેથી તેની ભલમનસાઈનો લાભ લઈને તેના વિરોધીઓએ તેને હણ્યો—તેની અસંખ્ય કથાઓ પ્રાચીન પુસ્તકોમા ખૂબ વિસ્તારથી વર્ણવી છે

શરૂઆતમા તો કુહાલને કેટલીક કળાઓ કરી એક ઝાડની ડાળી કાપીને તેની અટપટી ગાઠ વાળી, શત્રુના માર્ગ પર ગોઠવી, ને તેના પર લખ્યુ કે જે એવી ગાઠ વાળી શકે તે સિવાય બીજા સર્વેને આગળ જવાની આણ છે આથી રાણીનું લશ્કર એક દિવસ તો રોકાયુ પછી બીજે દિવસે લશ્કર આગળ વધ્યુ એટલે તેની આગળ દોડી જઈને કુહાલને ત્રણ ફાંકાવાળી ડાળી એક હાથ વડે જમીનમા ખોસીને તેવી જ રીતે એક હાથે જે ઉખેડી શકે તે સિવાયના બીજાને આગળ વધવાની આણ આપી.

છેવટે ફર્ગસે આ ડાળી ઉખાડી ત્યારે લશ્કર આગળ વધ્યુ આ પછી કુહાલને ખરેખરો સગ્રામ આદર્યો પણ આ મ નાચરણુ કર્યુ ત્યારે પણ વિનયમા તે કદી ચૂક્યો નહિ શત્રુનો એક સારથિ તેની પાસે રથ સમરાવવાને આવ્યો ત્યારે નમ્રપણે કુહાલને સેવાકાર્ય કર્યુ ને કહ્યુ સારથિ સામે હુ હથિયાર ઉગામતો નથી પછી તરત જ એ રથના માલિક સામે કુહાલન દોડયો અને તેને રણમા રોળ્યો

આમ કરતા કુહાનનના શૂરાતનનો પારો છેક જ ચડી ગયો, અને એટલે હાથે શત્રુસેનામા હાહાકાર વર્તાવ્યો તેણે હજારોનો સપાટાબધ સંહાર કરવા માડયો આથી ગભરાઈને રાણી મોવે તેને પોતાના પક્ષમા ભળી જવાને ઘણુ યે લલચાવ્યો પણ વ્યર્થ છેવટે ફર્ગસની મારફત એવુ નક્કી થયુ કે કુહાનને આખા સૈન્ય પર હુમલા કરવા નહિ પણ તેમાથી જે એક બળિયાને તેની સામે મોકલવામા આવે તેની સાથે જ તેણે દ્વદ્વયુદ્ધ આદરવુ વળી ફર્ગસ કુહાનનનો મૂળ ગુરુ હોવાથી તેમણે સામસામે ન લડવાના પણ સોગન લીધા

હવે કુહાનન કૉનોરના એક પછી એક બળિયા સામે બાથ ભીડીને હરાવતો ગયો તે દરમ્યાન રાણીએ એક દિવસ અન્ટરમા આગળ વધીને પેના લાન સાંઢને આનર્યો ને તેના રક્ષકોને ભગાડયા કુહાનનને આ ખબર મળતા ને પોતાના ખડૂતોની વહારે દોડયો તેણે દુશ્મન સેનાના સરદારને ખતમ કર્યો—છતા કૉનોરનુ લશ્કર એ સાંઢને તો પોતાના મુલકમા ભગાડી ગયુ પછીની વાત એવી છે કે એ સાંઢ કૉનોરના સાંઢ સાથે સાઠમારી કરી ને તેમા બેઉ જનના જાન ગયા આ પડીને સાન રાણીએ લડાઈ ચલાવી—તે અલ્સ્ટરનો ખજાનો લૂટવા માટે જ

પછી વળી બીજા બળિયાઓ સામે કુહાલને લડવા માંડ્યું. પણ એવામાં વળી એક નવું વિઘ્ન તેને નડ્યું. મોરીગન નામની જાદુઈમાયા એક સુંદરીનું રૂપ લઈને તેની પાસે પ્રેમની ભિક્ષા માગવાને આવી. તેને એ વીરાએ તુચ્છકારી કાઢી, એટલે એ જોગણીએ અપમાનનું વેર લેવાના સોગન લીધા. હવે જ્યારે કુહાલન કોઈની સાથે લડે ત્યારે જાતજાતનાં પશુ, પ્રાણી ને જીવજંતુનાં સ્વરૂપ ધારણ કરીને તે તેને હેરાન કરે. આમ લડતેલડતે થોડા મહિનામાં કુહાલન આખે શરીરે હદપાર ઘવાયો અને થાકીને લોથપોથ થઈ ગયો. આ સ્થિતિ પારખીને તેનો દૈવી પિતા એક સોહામણા યુવકનું રૂપ લઈને તેની પાસે પ્રત્યક્ષ થયો. અને તેને આરામ લેવાનું સમજાવી તેનું સ્થાન પોતે લીધું. પછી કુહાલન ત્રણ દિવસ ને ત્રણ રાત ઘોર નિદ્રામાં લીન થઈ ગયો અને તે દરમ્યાન તેના બધા ઘા પણ જાદુઈ વનસ્પતિથી રૂઝાઈ ગયા.

દરમ્યાન કુહાલનના સારથિએ આખા અલ્સ્ટરમાં ફરીને બધા યોદ્ધાઓને મેદાનમાં લડવાને વીરહાક વગાડી. પણ માહના શાપથી હજી બધા શૂરાઓ તો લોથપોથ થઈને પડી જ રહ્યા. પણ અવન-માહની કુમારસેનાના શૂરાઓએ જ્યારે સાંભળ્યું કે તેમનો જૂનો સાથી કુહાલન એકલે હાથે લડે છે ત્યારે તેઓ કેસરિયાં કરીને મોત રાણીની સામે મોરચા માંડવાને નીકળી પડ્યા. તેમની સંખ્યા દોઢસોની હતી. પણ એ મહાભારત યુદ્ધમાં તે સર્વે હોમાઈ ગયા અને અવન-માહના બાળસૈન્યની કીર્તિ આયર્લૅન્ડના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખતા ગયા.

કુહાલન જ્યારે જાગ્યો ત્યારે આ કુમારોના સંહારની કારમી કથા સાંભળીને ક્રોધથી સળગી ઊઠ્યો. ફરીવાર તેણે દ્વંદ્વયુદ્ધમાં કૅનોટના યોદ્ધાઓનો સંહાર કરવા માંડ્યો. છેવટે ફેર્દિયા નામનો

તેનો એક વિદ્યાર્થીબંધુ તેની સામે આવી ઊભો. મહાભારતના અમર વીરોની માફક તેમણે એક બીજાને ભેટીને યુદ્ધ શરૂ કર્યું. પહેલે દિવસે તેઓ નાના ભાલાથી અને પછી મોટા ભાલાથી લડ્યા. બન્ને ખૂબ ઘવાતાં સૂર્યાસ્ત થયો ત્યારે યુદ્ધ શમ્યું. તરત જ જૂના દોસ્તો બહુ જ ભાવથી ભેટી પડ્યા ને તેમના રથ ને ઘોડા એક જ તબેલામાં બંધાયા. એમ ત્રણ દિવસ જુદાંજુદાં આયુધોથી યુદ્ધ ચાલ્યું. પછી બન્નેને શૂરાતન ચઢી ગયું અને તેમના સ્વભાવ કડક બન્યા. ચોથે દિવસે મામલો પલટાયો. બન્ને સમજી ગયા કે હવે લડાઈના છેલ્લા દાવ ખેલવાના છે. છેવટે, કુહાલને પોતાના જાદુઈ ભાલાથી શત્રુને વીંધીને ઠાર કર્યો.

આમ ઘણો વખત વીતી ગયો ત્યારે છેવટે અલ્સ્ટરના યોદ્ધાઓ જાગ્યા. તેમના અને કૉનોટના લશ્કરની વચ્ચે એક દારુણ યુદ્ધ થયું તેમાં મૅાવ રાણીની સખત હાર થઈ. તેણે ભાગવા માંડ્યુ. તે જ વખતે કુહાલન તેની પાછળ પડ્યો. તેનાથી ગભરાઈને રાણી પોતાના રથની નીચે ભરાઈ ગઈ. પણ એ શૂરાએ તેને અભયદાન આપ્યું અને રાણીએ શૅનન નદી ઓળંગીને કૉનોટમાં પ્રવેશ કર્યો ત્યાં સુધી કુહાલને તેનું રક્ષણ કર્યું.

પછી કેટલાંક વરસે કુહાલનનો અંતકાળ સમીપ આવ્યો. મૅાવ રાણીએ અલ્સ્ટરની સાથે કવરો સંધિ કરી હતી. છતાં તે કુહાલનની સામે વેર લેવાને તલસતી હતી. ખાસ કરીને એક જાદુગરને કુહાલને આગલી લડાઈમાં હણ્યો હતો તેનાં ૭ બાળકોને ઘણી ઘણી રાક્ષસીમાયા શીખવાને રાણીએ દેશદેશાવર મોકલ્યાં. તે બધાં તૈયાર થયાં—અને અલ્સ્ટરના વીરો વળી માદના શાપથી ઘેરાઈ ગયા ત્યારે—મૅાવરાણીએ ફરીથી શત્રુવેર આદરીને પ્રચંડ હલ્લો કર્યો. ફરીવાર કુહાલન એકલો જ લડવાને નીકળ્યો, ત્યારથી

જ તેને અપશુકન થવા લાગ્યા. તેણે પોતાનું મોત નજીકમાં ભાળીને પોતાની સ્ત્રી અને સગાંઓની વિદાય લીધી. રણમેદાનમાં જતાં ત્રણ જોગણીઓ તેને સામે મળી તે પરથી તેની શંકાઓ પાકી થઈ. છેવટે જ્યારે મોવના લશ્કરની સામે આવીને તે ઊભો રહ્યો ત્યારે લુઈ નામના તેના એક દુશ્મને આવીને તેના ભાલાની માગણી કરી. કુહાલને પહેલી વાર માગણી સ્વીકારી ને ભાલો ફેંકી નવ માણસને વીંધી નાંખ્યા. પણ તે જ ભાલો સામો ફેંકીને લુઈએ કુહાલનના શૂરા સારથિને હણ્યો. જ્યારે તે બીજી વાર લુઈએ માગ્યો ત્યારે કુહાલને ના પાડી. લુઈએ ટાણો માર્યોઃ 'ઠીક ત્યારે, હવે તારી રેવડી આખા અલ્સ્ટરમાં કરીશ.' આથી શરમાઈને ફરીવાર કુહાલને ભાલો નાંખ્યો ને લુઈએ તે પાછો તાકીને કુહાલનના એક ઘોડાને ઘાયલ કરી ભગાડ્યો. ને ત્રીજી વાર તેણે પાછો નાંખ્યો તે લુઈએ સામો તાકીને કુહાલનને મરણતોલ ઘાયલ કર્યો. અંત સમે તેને ઘણી તરસ લાગી તે છિપાવવાને તે વહેળા પર ગયો ને પાણી પીધું. ત્યારે તેના દેહમાંથી લોહીની ધારાઓ વહેતી હતી છતાં તે એક ભેખડને અઢેલીને ઊભો રહ્યો. કારણ કે સૂતે સૂતે તે મરવા ચહાતો નહોતો. પછી તેના કપાળ પર દૈવી તેજ ઝળકી રહ્યું અને તેનો આત્મા પરલોકમાં સિધાવ્યો.

૩

## કોનર મોરની કહાણી

**આ** વાત આયરિશ કથાકારે 'દાદેર્ગાના મહેલનો વિનાશ' એ મથાળા નીચે લખી છે.

અલ્સ્ટરના રાજા કોર્માકને એક દીકરી સિવાય કંઈ સંતાન નહોતું. તેથી તે એટલો રીસે ભરાયો કે એ બાળકને દૂર એક ખાડામાં દાટી દેવાનો તેણે હુકમ કર્યો. પણ જે બે બાઈઓને આ ક્રૂર કામ સોંપવામાં આવ્યું હતું તેમને એ સુંદર બાળક પર ઘણું વહાલ આવ્યું. તેથી તેમણે રાજાના હુકમનો ભંગ કરીને તારાના મહારાજાના રાજ્યમાં રહેતા એક ગોવાળને તે બાળક સોંપ્યું. તેથી તે કન્યા ગોવાળકન્યાના નામે પછીથી ઓળખાવા લાગી.

મોટી થઈ ત્યારે એ કન્યા ઘણી રૂપવતી બની. તેને જોઈને કોઈ તેનું હરણ કરી ન જાય તે માટે બધા ગોવાળોએ તેને એક ઘરમાં રાખી ને તેની ચોકી કરવા લાગ્યા. પણ મહારાજાનો એક ચાકર એક દિવસ તે કન્યાને જોઈ ગયો, ને તરત જ તેણે દરબારમાં ખબર આપી. આ મહારાજાને પણ કાંઈ સંતાન નહોતું અને એક ડુઈડ એવી ભવિષ્યવાણી ભાખી હતી કે કોઈ અજાણ્યા વંશની સ્ત્રીથી તેને ઘેર પુત્રજન્મ થશે. આ ઉપરથી રાજાએ તરત જ આ છોકરીને વરવાનો નિશ્ચય કર્યો, અને ગોવાળોમાંથી તેને છોડવીને

મહેલની રાણી બનાવી. આ સ્ત્રીને પેટે જે છોકરાનો જન્મ થયો તે કોનર મોરને નામે આયરિશ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

દંતકથા એવી છે કે એ કન્યા રાજાને વરી તે પહેલાં તેના આવાસમાં એક દેવની જોડે તેને પ્રેમસંબંધ થયો હતો, અને કોનર ખરું જોતાં એક દેવપુત્ર હતો. જ્યારે તે મોટો થયો ત્યારે બાહોશ શૂરવીર બન્યો અને તેને એક અમીરને ત્યાં કેળવણી આપવામાં આવી. એ અમીરના ત્રણ છોકરાઓ તેના ગુરુભાઈ બન્યા. તેમને કોનર ઘણું જ ચહાતો અને તેમને એણે ઘણી વિદ્યાઓ પણ શીખવી.

પછી તેનો પિતા—તારાનો મહારાજા—ગુજરી ગયો. એટલે આયરિશ રિવાજ મુજબ તેના બધા પિતરાઈઓ એક સભામાં તેનો વારસ ચૂંટવા માટે એકઠા થયા. તેમાં એવું નક્કી થયું કે મિજલસમાં ખાઈ પરવારીને એક દુર્ઇડ ઊંઘી જાય અને દૈવી પ્રેરણાથી સ્વપ્નામાં જેનુ તે મોં જુએ તેને ગાદીનો વારસ ઠરાવવો. થોડા કલાક પછી એ દુર્ઇડે એમ જણાવ્યું કે આવતી કાલે સવારે જે માણસ છેક નગ્નાવસ્થામાં હાથમાં પથ્થરની ગોફણ લઈને શહેરમાં પહેલો દાખલ થાય તેને ગાદીએ બેસાડવો.

હવે તે રાત્રે કોનર તેના ગુરુભાઈઓની સાથે લીફી નદીના કિનારા ઉપર રમતો ખેલતો હતો. તેમનાથી છૂટો પડીને કોનર ડબ્લિન તરફ આવતો હતો. તે વખતે રસ્તામાં તેને સુંદર પક્ષીઓનું મોટું ટોળુ દેખાયું. તેનો ગોફણથી શિકાર કરવા કોનર રથમાંથી નીચે ઊતર્યો તરત જ એ પક્ષીઓએ જબરા યોદ્ધાનું રૂપ ધારણ કર્યું. તેમની સાથે તલવાર ને ભાલાથી કોનરે લડાઈ ચલાવી ત્યારે તેમાંથી એકે તેને સર્વે વસ્ત્રોનો ત્યાગ કરીને માત્ર ગોફણ હાથમાં લઈ તેની રાજધાનીમાં દાખલ થવાની સૂચના કરી. આમ કોનર તેના બાપની—તારાની રાજગાદી પર બિરાજ્યો.

૪

## ઈ સોગન

પિયર્સે લખેલું જે નાટક તેની શાળામાં અને પછીથી એબી 'થિયેટરમાં પણ ભજવવામાં આવ્યું' હતું, તેનો સાર નીચે મુજબ છે.

આયર્લૅન્ડને છેક પશ્ચિમ કિનારે આવેલા કૉનોટ પ્રાંતના દરિયામાં નાહ્યા પછી થોડા કુમારો રેતીમાં રમે છે. છોકરાઓની હમેશની રીત મુજબ તેઓ રમત કરતે કરતે કંઈ તકરાર કરી પડે છે ને તેનો નિવેડો લાવવા માટે મેયિયામ નામના એક બુઢ્ઢાની પાસે જાય છે. તેની સાથે વાત કરતા તેઓ રમતને ભૂલી જાય છે ને પુરાણકથાઓ કહેવાનો તેમને આગ્રહ કરે છે. પણ બિચારા મેયિયામનો અંત કાળ આવી પહોચ્યો છે. તેથી જેવી કંઈ વાત શરૂ કરે છે કે તરત તેનો આગળનો ભાગ ભૂલી જાય છે. એવામાં સામે ઘૂઘવતા દરિયા પર દૂરથી એક બગલાને આવતો નિહાળે છે અને તે બીજી દુનિયામાથી હજારો માઇલની મજલ કરીને આવ્યો હશે એમ કહે છે.

વાતો કહેવામાં નિષ્ફળ ગયા પછી તે કંઈ જૂના ગીત સંભળાવવાની કોશિશ કરે છે. પણ તેયે તેની યાદમાથી સરી જતાં લાગે છે. તે વખતે બધા લોકો દેવળમાં પ્રાર્થના કરવા

ગયા હતા ને ત્યાં મેથિયાસ કેમ નથી જતો એ વિષે ચર્ચા ચાલે છે. છેવટે આ સવાલના પણ કંઈ ઢગધડાવગરના જવાબ આપીને મેથિયાસ ખોડગતો ખોડગતો રસ્તાની બીજી બાજુએ ચાલી જાય છે.

પછી છોકરાઓ તેમના દોસ્તાર ઈસોગનને સંભારે છે. ઈસોગનને બાળક ઈસુખ્રિસ્ત તરીકે જ ઓળખવાનો છે. તે નિર્દોષ બાળકોની સાથે જ આઠદસ દિવસે ખેલવાને દરિયા-કિનારે આવતો અને મોટી ઉમરના માણસોને જોઈને તે ભાગી જતો—એવી કલ્પના નાટ્યકર્તાએ કરી છે.

બાળકો ઈસોગન સાથે વાર્તાવિનોદ કરે છે એવામાં મેથિયાસ પાછો આવે છે. તે દેવળમાં જતો નહોતો છતાં પણ દેવળમાં જનારા બધાએ કરતાં વધારે પવિત્ર અને નિર્દોષ હતો. તેથી ઈસોગન તેની સાથે વાત કરે છે. મેથિયાસ ઈસોગનને જોઈને પ્રેમભક્તિમાં લીન થાય છે. જ્યારે છેવટે મેથિયાસ તેને પૂછે છે: "ત્યારે ફરીથી તું મને ક્યારે મળશે ?" ત્યારે દેવપુત્ર જવાબ આપે છે: "આજ રાત્રે."

બીજા ને છેલ્લા અંકમાં મેથિયાસ મરણબિછાને પડેલો દેખાય છે. તેવામાં એક પાદરી બારણું ઠોકીને અંદર આવે છે. તેને જોઈને મેથિયાસ અજાયબ થાય છે. ત્યારે પાદરી કહે છે: "કેમ, તેં એક બાળકને મને બોલાવવા નહોતો મોકલ્યો ?" મેથિયાસ ના પાડે છે અને કંઈ સમજી શકતો નથી. પણ એટલામાં ઈસોગન ત્યાં આવી પહોંચે છે. મેથિયાસ તેનામાં ઈશ્વરનો અંશ સમજીને તેને પ્રણામ કરે છે અને પછી શાન્તિથી મરણ પામે છે.

# ૫

## રાજા

એક મઠની આગળ હરિયાળા ખેતરમા, કુમારોની એક ટોળી મળેલી દેખાય છે દૂરથી સાધુઓની પ્રાર્થનાના અવાજ સભળાય છે એટલામા ઓચિંતુ એક રણશિંગુ વાગે છે અને એક છોકરો મઠમાથી ખેતરમા આવીને સર્વેને જણાવે છે કે રાજાનું સૈન્ય પાસે આવતું દેખાય છે

કુમારો અંદરઅંદર કાળા ઘોડા પર સવાર થયેલા સુદર રાજાનું અને તેના શૂરા સિપાઈઓનું વર્ણન કરે છે એટલામા મઠનો મહંત બહાર આવીને જાહેર કરે છે કે રાજા એના શત્રુઓને હરાવવાને રણસગ્રામમા જાય છે પછી બીજા સાધુઓની સાથે છોકરા જે વાત કરે છે તે ઉપરથી જણાય છે કે રાજા આ લડાઈઓમા વારવાર હારી ગયો છે, અને તે જ્યા સુધી પહેલાની માફક લૂટફાટ ચલાવશે ને ગરીબો ઉપર જુલમ કરશે ત્યા સુધી ભવિષ્યમા પણ હારશે જ આગળ ચાલતા મહંત કહે છે કે ખરેખરો દેવદૂત જ 'લોહી રેડવા માટે રણે ચડવો જોઈશે" અને વળી 'પ્રજા જ્યા સુધી કોઈ ન્યાયી રાજાને પસદ નહિ કરે ત્યા સુધી તે સ્વતંત્ર નહિ થાય" પછી બીજો સાધુ પૂછે છે 'આવો ન્યાયી રાજા ક્યાથી આપડે?"

ત્યારે મહંત સૂચક જવાબ આપે છેઃ "કોણ જાણે—કદાચ તે આ નાનાં બાળકોમાંથી પણ જડી આવે."

આ વાતચીત દરમ્યાન છોકરાઓ સાધુઓની પાસે આવે છે અને બધાની વચ્ચે રાજાના રણસંગ્રામ વિષે વાતચીત ચાલે છે. તે વખતે મહંત કહે છે, કે "એક એવી જાતનો સ્વર્ગીય દારૂ હોય છે તે સર્વે જુવાનોએ પીવો જોઈએ—જેણે એ ચાખ્યો નથી તેનું જીવ્યું વ્યર્થ છે." અને "સાચા ધર્મયુદ્ધમાં પ્રાણ આપવાને તો હું આ વહાલામાં વહાલા કુમારોને પણ જરૂર મોકલી આપું." એક સતકુમાર—જે બધામાં વધારેમાં વધારે રૂપાળો, સુકુમાર અને વિનયી હતો—પોતાની સાધુ થવાની ઇચ્છા મહંતને જણાવે છે ત્યારે તે તેને પૂછે છે કે "શું તું લડાઈમાં ન જાય?" ત્યારે સતકુમાર જવાબ આપે છેઃ "હું જરૂર જાઉં—હું રાજાનો ચોપદાર બનું—જ્યારે બધાએ એને ત્યજી જાય ત્યારે એની હું સેવા કરું."

પછી દૂર રણનો કોલાહલ વધતો સંભળાય છે તેથી મહંત સાધુઓને કોટની દીવાલ પર ચડીને લડાઈ નિરખવા સૂચવે છે. લડાઈમાં રાજા હારતો જણાય છે ને થોડીવારમાં તો તે વીલે મોઢે તેના રહ્યાસહ્યા સૈન્ય સાથે મહંતનાં મંડળ પાસે આવી પહોંચે છે. જ્યારે તે પોતાના દુર્ભાગ્યની ફરિયાદ કરે છે ત્યારે મહંત કહે છેઃ "ઇશ્વરે તારી પ્રજાને તજી નથી. જો તે ન્યાયી રાજાને પસંદ કરે તો હજીએ ઇશ્વર સર્વેને બચાવે." છેવટે પેલા સંતકુમારને બત્રીસલક્ષણો ગણીને રાજા તરીકે પસંદ કરવામાં આવે છે—રાજા તેને પોતાના ઘોડા ઉપર બેસાડે છે ને પોતાનો ભાલો ભેટ કરે છે. મહંત ને સાધુઓની આશિષ લઈને સંતકુમાર એક બાળરાજાનો ભરપૂર હાકથી સિપાઈઓની આગેવાની કરીને રણસંગ્રામ તરફ કૂચ કરે છે.

પછી વળી કેટલાક સાધુઓ કોટ પર ચડીને લડાઈ નિહાળે છે. બન્ને પક્ષની વચ્ચે તુમુલ યુદ્ધ થાય છે. દૈવી પ્રેરણાથી બાળ-રાજાની સેના કેસરિયાં કરે છે, શત્રુના સૈન્યમાં ભંગાણ પડે છે—અને છેવટે બાળરાજાને વિજયદેવી વરે છે. તે જ વખતે તે શત્રુના ઘાથી મૃત્યુ પામીને ધરતી પર પડે છે! તેના સૈનિકો માનભેર તેને સર્વ રાજ્યચિહ્નો સાથે મઠ આગળ લઈ આવે છે.

સૈન્યને પાછું આવતું જોઈ મૂળ રાજા યાદ કરે છે કે બાળ-રાજાએ કહ્યું જ હતુ કે આજ રાતે તે શયન કરે ત્યારે મારે તેની રખેવાળી કરવી. પછી તે ઉમેરે છે કે તે મારી તલવાર પણ પાછી લાવ્યો છે ને તેણે મારી ધજા પણ ઠીક સાચવી છે. પછી રાજા એ સંતકુમારને પ્રણામ કરીને તેને તલવાર સાથે જમીન પર સુવાડે છે.

છેવટે જ્યારે આસપાસના લોકો કલ્પાંત કરે છે ત્યારે મહંત કહે છે: "આ કુમારને સારુ શોક ન કરો. તેણે પોતાના પ્રાણ આપીને તેની પ્રજાને સારુ સ્વતંત્રતા મેળવી છે. માટે ઇશ્વરના ગુણ ગાઓ અને બત્રીસલક્ષણા બાળકનો જયજયકાર પોકારો."

બાળરાજાના શબને ધર્મગીત ગાતેગાતે બધા મઠમાં લઈ જાય છે ત્યારે પડદો પડે છે.

